જ્ઞાનચંદ્ર પુસ્તકમાળાનું બીજું પુસ્તક.

# સૉક્રેટિસ

અને

# તેનો છેલ્લો સંવાદ.

અનુવાદક,

છગનલાલ અમરશી મહેતા; અમદાવાદ

જેઠાલાલ હરિલાલ શાહ; વડોદરા.

કિંમત આઠ આના.

“જ્ઞાનચંદ્ર પુસ્તકમાળા”ના ગ્રાહક માટે-ચાર આના.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નું ત્રીજું પુસ્તક.

# સૉક્રેટિસ

## અને તેનો છેલ્લો સંવાદ.

અનુવાદક,

જીવનલાલ અમરશી મહેતા; અમદાવાદ.

જેઠાલાલ હરિલાલ શાહ; વડોદરા.

આવૃત્તિ ૧ લી.] ઇ. સ. ૧૯૧૫. [પ્રત ૧૧૦૦.



કિંમત આઠ આના.

જ્ઞા. વ. પુસ્તકમાળાના ગ્રાહક માટે—આના ચાર.

અમદાવાદઃ

સલાપોસ રોડ ઉપર આવેલા ધિ ડાયમન્ડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

અને

પીરમશાહ રોડ ઉપર " જ્ઞાનવર્ધક પુસ્તકમાળા " ની ઑફિસમાં
જીવનલલાલ અમરશી મહેતાએ પ્રસિદ્ધ કર્યું.

# પ્રસ્તાવના.



આ નાના પુસ્તકને મોટી પ્રસ્તાવવાની ખાસ અગત્ય કાંઈ જણાતી નથી. ટૂંકામાં જણાવવાનું તે એટલુંજ કે સંવાદનું ભાષાન્તર મારા મિત્ર રા. રા. જેઠાલાલે સ્વેચ્છાથી કરી આપ્યું છે, તે માટે હું તેમનો આભારી છું. મહાત્મા સૉક્રેટિસનું જીવનચરિત્ર રા. રા. ગોવિંદ ગોપાળ ટિપનીસના મરાઠી પુસ્તક ઉપરથી મેં ગુજરાતીમાં ઉતાર્યું છે, તે માટે તે ગ્રન્થકર્તાનો પણ હું આભારી છું.

"નીતિતત્વો" નું પ્રકરણ છેવટે મૂક્યું છે તે "જ્ઞાનસુધા" માસિકપત્રમાં સન ૧૮૯૯ ની સાલમાં છપાયું હતું. તેના લેખક મર્હૂમ મિ. બાબારાવ દેસાઈ છે. તેમણે એક જૂના અંગ્રેજી પુસ્તક ઉપરથી ભાષાન્તર કર્યાનું તેમણે ફૂટનોટમાં જણાવેલું છે.

આ પુસ્તકમાળાનું ચોથું પુસ્તક "**સત્યભામા**" નાટક પણ આની જ સાથે અપાય છે. તેમાંના જ્ઞાનવર્ધક પુસ્તકમાળા વિશેના બે બોલ તરફ વાંચકોનું લક્ષ ખેંચવાની રજા લઉં છું.

**બીજા વર્ષના પહેલા પુસ્તક** તરીકે **"ચક્રવર્તી અશોક"** નામે હૃદયંગમ તદન નવી ઐતિહાસિક નવલકથા આપવામાં આવશે; તેમજ ડૉક્ટર રવીન્દ્રનાથ ટાગોર કૃત ઉત્તમ બંગાળી નવલકથા **"ચોખેરવાલી"**નું ભાષાન્તર પણ બીજા વર્ષમાં આપશે.

**પ્રકાશક.**

# સૉક્રેટિસની ઈશ્વરપ્રાર્થના.

પરમેશ્વર ! અમારૂં ખરેખરૂં કલ્યાણ શામાં છે ને અકલ્યાણ શામાં છે, તે અમે સમજતા નથી. તું સર્વજ્ઞ છે, તને તે સર્વ વિદિત છે; માટે જેમાં અમારૂં કલ્યાણ સમાયેલું હોય, તે અમે તારી પાસે ન માગીએ તોપણ તું અમને આપજે; અને જેમાં અમારૂં અકલ્યાણ હોય, તે અમે તારી પાસે માગીએ તોપણ અમને ન આપીશ.

ઝેનોફન.

# સૉક્રટિસની જીવનકથા.



**જન્મ.** પોતાના જ્ઞાનામૃત વડે અખિલ ભૂમંડળ ઉપર સર્વત્ર ચૈતન્ય ઉત્પન્ન કરનાર મહાત્મા **ગૌતમબુદ્ધ** આપણા **આર્યાવર્ત**માં થઈ ગયાને લગભગ સો વર્ષ થયાં હશે, એવામાં જ **ગ્રીસ** દેશને દીપાવનાર **સૉક્રેટિસ** નામે મહાત્માનો જન્મ **અથેન્સ** નજીક **આલોપેસી** નામના પરગણામાં ઇ. સ. પૂર્વે ૪૬૯ ( કેટલાકના મતે ૪૬૭ )ની સાલમાં થયો. **સૉક્રેટિસના** જેવો જગદ્વિખ્યાત મહાત્મા **ગ્રીસ** દેશમાં આજ સુધીમાં બીજો જન્મ્યો જ નથી, એમ કહીશું તોપણ ચાલશે.

**માતા પિતા.** **સૉક્રેટિસના** પિતાનું નામ **સોફ્રૉનિસ્કસ** હતું. તે પત્થરની મૂર્તિઓ કોતરવાનું કામ કરતો હતો. તેની માતાનું નામ **ફ્રેનૅરિટી** હતું. તે સુયાણીનું કામ કરતી હતી. **સૉફ્રોનિસ્કસ** જો કે મૂર્તિઓ બનાવતો, તોપણ તે સમયના પ્રસિદ્ધ મૂર્તિકારોમાં તેની ગણના થયેલી જણાતી નથી. તેમજ સુયાણીના ધંધામાં **ફ્રેનૅરિટીને** પરોપકારના પુણ્ય સિવાય ખાસ વિશેષ લાભ થતો હોય એમ જણાતું નથી. એકંદરે જોતાં **સૉક્રેટિસ** અઢાર ગાડાં ગરીબાઈમાં જન્મ્યો હતો, એ વાત સ્પષ્ટ છે. તેનું કુટુંબ પણ તે સમયના પ્રસિદ્ધ કુટુંબમાં ગણાતું નહોતું.

જાતની ઉદારતા અને શૌર્ય વગેરે ગુણો વડે સકલ **મહાભારતને** ભૂષણરૂપ થયેલા **કર્ણના** ઉતરતા કુળનો ઉચ્ચાર કરીને **અશ્વત્થામાએ** તેને ચીડવેલો, ત્યારે '**વેણીસંહાર નાટક**'માં ભરસભામાં તેણે કહેલું કે,—

**सूतो वा सूतपुत्रो वा यो वा को वा भवाम्यहम् ।**
**दैवाधीनं कुले जन्म ममाधीनं च पौरुषम् ॥**

અર્થાત્ "હું સારથી કે સારથીનો પુત્ર ગમે તે હોઉં! મનુષ્યને તેના કર્મ પ્રમાણે જન્મ મળે છે. પરંતુ પુરુષત્વનું તેમ નથીઃ પુરુષત્વ બતાવવું એ તો પોતાની જાતનું જ કામ છે."

કર્ણના આ કહેવા પ્રમાણે, સૉક્રેટિસનો જન્મ જો કે છેક સામાન્ય કુળમાં, ગરીબ માતાપિતાને ઘેર થયો હતો; પરંતુ એ પ્રતિકૂળ પરિસ્થિતિને ગણકાર્યા વિના પોતાના અસાધારણ પુરુષત્વને લીધે તે આખા જગતમાં પોતાની કીર્તિનો વિજયવાવટો ફરકાવી અજરામર થયો છે.

જે સમાજમાં મનુષ્યના જન્મના કુળ ઉપરથી અથવા જાત ઉપરથી જ મનુષ્યની યોગ્યતા ઠરાવવામાં આવે છે, એવી સમાજમાંની હલકી માનેલી જાતિમાં જન્મેલો મનુષ્ય સહેજસાજ યોગ્યતા પ્રાપ્ત કરે એટલે તે પોતાના વાડવડિલોનો ધંધો કહેતાં ને વખતે તો પોતાની જાતિ પણ કહેતાં શરમાય છે—તેને તે ધંધાની બહુ શરમ લાગવા માંડે છે. પરંતુ સૉક્રેટિસને તેમ નહોતું લાગ્યું. તે મોટો થયો ને સર્વત્ર તેની કીર્તિ પ્રસર્યા પછી પણ તે લોકોને કહેતો કે, "મૂર્તિકાર પોતાના કૌશલ્યથી અચેતન પાષાણને મનુષ્યના જેવો બનાવે છે; પરંતુ આપણે મનુષ્યો, પાષાણ સાથે રહેલું આપણું સાદૃશ્ય જ્ઞાનાદિ સાધનો વડે કમી કરવાનો પ્રયત્ન નથી કરતા, એ કેટલું બધું આશ્ચર્ય છે? અને આમ છે માટે જ મારા પિતાના મૂર્તિકારના ધંધા વિષે મને બહુ અભિમાન રહે છે. મારી માતા જેમ સ્ત્રીઓનું સુયાણીપણું કરે છે, તેમ હું લોકોના મનનું સુયાણીપણું કરીને તેમાં ગુપ્ત રહેલા અનેક સદ્‌ગુણનો ઉદય કરું છું." સૉક્રેટિસે પ્રસંગોપાત કાઢેલા આ ઉદ્‌ગાર ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે તેને પોતાના માતપિતાના ધંધા વિષે જરા પણ શરમ લાગતી નહોતી, પણ ઉલટું તે માટે ભારે અભિમાન જ હતું. આ વૃત્તિ આપણે શિખવા જેવી છે.

સૉક્રેટિસનો જન્મ થયો તે સમયે મલ્લવિદ્યા, ગાયનવાદન વગેરે લલિતકલા, તત્ત્વજ્ઞાન, ગણિત, જ્યોતિષ, તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને

**જીવનની શરૂઆત.** વક્તૃત્વકલા વગેરે મનુષ્યને "નાગરિક" બનાવવા માટે આવશ્યક વિષયોનો સમાવેશ **ગ્રીસ**ના શિક્ષણક્રમમાં હતો. પરંતુ એ બધો શિક્ષણક્રમ પૂરો કરવા માટે ખર્ચવા જોઈતા પૈસાના અભાવને લીધે **સૉફ્રોનિસ્કસે** પોતાના દીકરાને જરૂરજોગ સાધારણ મલ્લવિદ્યા ને ગણિતનું શિક્ષણ આપ્યા પછી પોતાના હાથ નીચે મૂર્તિઓ ઘડવાના કામમાં લગાડી દીધો. **અથેન્સ**ના **ઍક્રાપોલીસ** નામના કિલ્લામાં **પાર્જેનિયસ** રાજાના વખત-માં **સૉક્રેટિસ**ના હાથે તૈયાર થયેલી 'મર્ક્યુરી' અને 'ગ્રેસસ' એ બે દેવોની મૂર્તિઓ મુકેલી છે. તે ઉપરથી સમજાય છે કે તેણે થોડા દિવસ પોતાના પિતા પાસે તાલીમ લઈને તે કળામાં સારી પ્રવીણતા મેળવી હશે. ગણિતવિદ્યામાં તો તેની બહુ સારી પ્રગતિ થઇ હતી. જીવનસમસ્ત ગણિતના વિષયમાં ગાળવા કરતાં તેનાથી અનેકગણા ઉપયોગી વિષયમાં ગાળવું અધિક શ્રેયસ્કર છે, એવો તેનો મત થયો નહોત, તો **સૉક્રેટિસ** ખરેખર એક મોટા ગણિતશાસ્ત્રી તરીકે પ્રસિદ્ધિ-માં આવ્યો હોત. શિલ્પ અને ગણિત એ બેઉ વિદ્યામાં **સૉક્રેટિસ** જો કે બહુ પ્રવીણ થયો હતો, તોપણ તત્વજ્ઞાન શિખવવાની તેની આંતરિક ઇચ્છા બહુ તીવ્ર હતી.

**તત્વજ્ઞાનના શિક્ષણની શરૂઆત.** એક દિવસ તે પોતાની નાનકડી શિલ્પશાળામાં બેસીને મૂર્તિ ઘડતો હતો, તેવામાં **ક્રીટો** નામે એક શ્રીમંત ગૃહસ્થ ત્યાં આવ્યો. **સૉક્રેટિસે** તેની સાથે ઘણીવાર સુધી વાતચીત કરી, તે ઉપરથી **ક્રીટોને** લાગ્યું કે, ફક્ત પૈસાના અભાવે આ બુદ્ધિમાન્ છોકરો પોતાની સર્વ સંગ્રાહક બુદ્ધિમત્તા પથરા ભાંગવામાં જ વાપરે, એ સારૂં નથી. તુરત જ **સૉક્રેટિસના** બાપની પરવાનગી લઇને તેને તે પોતાની સાથે તેડી ગયો; અને **ઍનાગ્ઝગોરાજ** તથા **આર્કિલસ** પાસે

તત્વજ્ઞાન શિખવાની ગોઠવણ કરી આપી. આ **ક્રીટો** આગળ **સૉક્રે**ટિસનો મહાન્ ભક્ત, શિષ્ય અને હિતકર્તા થયો.

**સૉક્રે**ટિસના તત્વજ્ઞાનના શિક્ષણની શરૂઆત કેવી રીતે થઇ, તેની ઉપર જણાવેલી હકીકત તેના કેટલાક ચરિત્રકારોએ આપી છે. **ઝેનો**ફન પેઠે જ—પરંતુ તેના કરતાં બહુ જ મહત્વનું—**સૉક્રે**ટિસનું સંવાદાત્મક જીવનચરિત્ર તેના સુપ્રસિદ્ધ શિષ્ય **પ્લે**ટોએ લખ્યું છે તેમાંનો "ફીડો" નામે મહત્વનો સંવાદ આ પુસ્તકમાં આપ્યો છે, તે ઉપરથી તે **અ**નાગ્ઝગોરાજનો પ્રત્યક્ષ શિષ્ય નહોતો, પણ તેણે માત્ર તેના ગ્રન્થોનો અભ્યાસ કર્યો હતો એમ સમજાય છે. બીજી એક જગાએ **સૉક્રે**ટિસે કૅલિયસને મશ્કરીમાં કહેલું કે, "તું ખૂબ પૈસા ખર્ચીને તત્વજ્ઞાની થયો અને હું માત્ર મન સાથે વિચાર કરીને—મારો ગુરૂ હું જ થઇને—તત્વજ્ઞાન શીખ્યો છું." આ ઉપરથી જોતાં **સૉક્રે**ટિસ કેવી રીતે તત્વજ્ઞાની થયો, એ એક ગૂઢ જ રહેલું લાગે છે, તોપણ પ્રથમ જણાવેલી હકીકતના કરતાં બીજી હકીકત વિશેષ માનવાજેવી લાગે છે. તેથી તે પોતાના જ પરિશ્રમ વડે અને અદ્ભૂત પ્રતિભાસંપન્નતાને લીધે સ્વતઃસિદ્ધ તત્વજ્ઞાની થયો હતો, એમ માનવું એ અયોગ્ય લાગતું નથી.

**તે સમયની ગ્રીસની રાજ્ય વ્યવસ્થા.**

**સૉક્રે**ટિસના ચરિત્રની હવે પછીની બાબતો સમજવા માટે **ગ્રી**સની તે સમયની રાજ્યવ્યવસ્થા કેવી હતી તે જાણવાની ખાસ જરૂર છે. એ દેશનો વિસ્તાર માત્ર ૨૫ હજાર મૈલનો અને લોકસંખ્યા ૨૪ લાખની છે. આ ઉપરથી તે આપણા ઇલાકાના બે ત્રણ જીલ્લા કરતાં બહુ મોટો નથી, એ સહેજે સમજાશે. રાજાની દૃષ્ટિએ એકછત્રી રાજ્ય અથવા લોકોની દૃષ્ટિએ પ્રજાકીય રાજ્ય એવું જેને કહી શકાય તેવી રાજ્યવ્યવસ્થા **ગ્રી**સમાં તેની પહેલાં કદી પણ નહોતી. દરેક મનુષ્ય પોતાની રાજ્યવ્યવસ્થામાં સામીલ થઈ શકે,

અને મોટાં રાજ્યોમાંની વ્યક્તિઓને જે રાજકીય સુખનો અનુભવ મળવાનો સંભવ હોય છે, તે સુખ પોતાના રાજ્યમાંની દરેક વ્યક્તિને મળે, એવી પ્રાચીન ગ્રીક લોકોની સમજ હોવાથી, **ગ્રીસ**માં તે વખતે પ્રાંતિક અથવા નાગરિક રાજ્યવ્યવસ્થા હતી. **અથેન્સ**, **સ્પાર્ટા**, **કોરિંથ**, વગેરે દરેક પ્રાંત પોતપોતાનું રાજ્ય સ્વતંત્રપણે ચલાવતો. તેમનું આ પૃથક્કરણ એટલું તો વિચિત્ર હતું કે એક પ્રાંતમાંનો મનુષ્ય બીજા પ્રાંતમાંની જમીન કે ઘરબાર વેચાતું લઈ શકે નહિ; જુદા જુદા એ પ્રાંતમાંનાં વરકન્યાનાં લગ્ન થઈ શકે નહિ, અને એક પ્રાંતનો માણસ બીજા પ્રાંતની ન્યાયાધીશીમાં પોતાનો દાવો કરી શકે નહિ. જો કે આમ હતું, તેમ છતાં બધા ગ્રીક લોકોનું કુળ એક જ હતું. આથી કુળાભિમાનને લીધે એક બીજાને તેઓ સુજ્ઞ સમજતા, ને ગ્રીકો સિવાયનાને જંગલી સમજતા. તેમની ભાષા એક હતી, તેમનો ધર્મ એક હતો, દેવદેવીઓ એક હતી, અને રાષ્ટ્રીય ઉત્સવો પણ એક જ હતા. તે આમ સામાજિક બંધનોથી બંધાયેલાં હોવાથી પરદેશી શત્રુ ચડી આવે તો **ગ્રીસ**નાં બધાં સંસ્થાનો પોતપોતામાંની જુદાઈ ભૂલી જઈને, તેને હરાવવા એકદમ એકઠાં થઈ જતાં. **સૉ**ક્રેટિસના જન્મ પહેલાં કેટલાંક વર્ષ—એટલે ઇ. સ. ની પૂર્વે ૫૦૦ વર્ષના અરસામાં ઇરાનના બાદશાહ **દાયરસે ગ્રીસ** ઉપર સ્વારી કરી હતી, ત્યારે ઉપર જણાવ્યો પ્રમાણે સર્વ સંસ્થાનો એક થઈ ગયાં, અને તેમણે ઇરાનીઓના મોટા સૈન્યને અને વિસ્તીર્ણ નૌકાઓને **મે**રાથાનમાં મહાત કરી, **દાયરસ** બાદશાહને **ગ્રીસ**ની હદ બહાર કાઢી મૂક્યો હતો. આટલો પરાભવ પામવા છતાં **દાયરસ**ની ઇચ્છા શાન્ત થઈ નહોતી. તેણે ગ્રીસ ઉપર ફરીને ચઢાઈ લઈ જવાની તૈયારી કરવા માંડી; પરંતુ ઈશ્વરી સંકેત કંઈક જુદો જ હતો. તેની તે તૈયારી સંપૂર્ણ ન થઈ એટલામાં જ બાદશાહ **દાયરસ**નું મૃત્યુ થયું. તેની પછી તેનો પુત્ર **જર્કસિજ** તખ્તનશીન થયો. તેણે મરણ વખતની પોતાના

પિતાની ઇચ્છા પૂર્ણ કરવા સારૂ **ગ્રીસ** ઉપર ચઢાઈ કરી. ફરી ગ્રીક સંસ્થાનોએ એકઠાં થઈને **દાયરસની** પેઠે તેને પણ હરાવી હદ બહાર કાઢી મૂક્યો.

આ પ્રમાણે પરદેશીઓની વખતોવખત સ્વારીઓ થાય, તો તેનો પ્રતિકાર કરવા સારૂ વખતોવખત નવું એકીકરણ કરવા બેસવા કરતાં, **ગ્રીસ**નાં બધાં સંસ્થાનોએ અરસપરસની ભિન્નતા ભૂલી જઈને કાયમની એકતા કરવાનો વિચાર **ગ્રીસ**ના ઘણા આગેવાનો અને મુત્સદીઓના મનમાં આવ્યો. **સ્પાર્ટા**ના લોકો ભારે શૂરવીર હતા, માટે આ કાયમની એકતામાં **સ્પાર્ટા**ને મુખ્ય સ્થાન આપવાનો કેટલાકોનો મત હતો; પરંતુ નૌકાયુદ્ધમાં **અથેન્સ**ની બરોબરી કરે તેવું કોઇ નહોતું. તેમજ **ગ્રીસ**માના સુપ્રસિદ્ધ વક્તા, તત્વજ્ઞાની, ચિતારા અને મૂર્તિકારોની જન્મભૂમિ **અથેન્સ** હોવાથી મુખ્યસ્થાન **અથેન્સને** જ મળવું જોઈએ, એવો કેટલાકોનો આગ્રહ હતો. આ વિષે બહુ ચર્ચા તથા ભાંજગડો થઇને છેવટે સર્વાનુમતે સયુક્ત **ગ્રીસ**માં **અથેન્સ**ને અગ્રસ્થાન મળ્યુ. આ અગ્રસ્થાન વસ્તુતઃ વ્યવસ્થા માટે જ હતું, અને સંયુક્ત સંસ્થાનોએ એકબીજાની સાથે સમાન હક્કથી જ વર્તવું, એવો ઐક્ય કરતી વખતનો માન્ય હેતુ હતો. પરતુ મૂળ હેતુનો વિપર્યાસ જેમ બહુધા સર્વત્ર અને તમામ બાબતોમાં થયેલો જોવાય છે તેમ, આ ઐક્યના સબંધમાં પણ થયું. આ ગોઠવણ પ્રમાણે કેટલાંક વર્ષ બીજાં સંસ્થાનોએ લડાયક વહાણો તથા પૈસાની મદદ **અથેન્સ**ને કર્યા પછી, મહત્વાકાક્ષી **અથેન્સ**ના લોકોની બુદ્ધિ ફરી અને તે સમાન હક્કના સંસ્થાનોને પોતાના તાબાના ગણી તેની સાથે ઉચ્છૃંખલપણે વર્તવા લાગ્યા. **અથેન્સ**વાસીઓની આ વર્તણુક સ્વાભાવિક રીતે જ બીજાં સંસ્થાનોને અયોગ્ય લાગી, અને તેમણે **સ્પાર્ટા**ને આગેવાન નીમી તેની આગેવાની નીચે **અથેન્સ**ની સાથે યુદ્ધ આરંભ્યું. આ યુદ્ધ ધીમે ધીમે સત્તાવીશ વર્ષ સુધી ચાલ્યું. આ લડાઇને લીધે **અથેન્સ**

એક વખત પરતંત્રતાના ખાડામાં જે પડયું તે કાયમને જ માટે પડયું ! ફરી તે ઉચું માથું કરી શકયું જ નહિ ! આ યુદ્ધ "પેલા પોટિશિયન યુદ્ધ" ના નામે ઓળખાય છે. આ યુદ્ધની શરૂઆત થઇ ત્યારે **પેરિકલીજ અથેન્સ**ના પ્રજાસત્તાક રાજ્યનો વડો હતો. તે ઇ. સ. પૂર્વે ૪૨૯માં **અથેન્સ**માં ચાલેલી મરકીના ભયંકર રોગનો ભોગ થયો. તે **ઍ**નાગ્જગોરાજનો શિષ્ય હતો, અને માત્ર પોતાની અલૌકિક વકતૃત્વશક્તિને લીધે જ **અથેન્સ**ની રાજ્યસત્તા મેળવવા ભાગ્યશાળી થયો હતો.

**સૉક્રેટિસ લડાઈના મેદાનમાં.**

**અથેન્સ**ના પ્રજાસત્તાત્મક રાજ્યમાંના સર્વ પુરુષોએ લશ્કરી શિક્ષણ લેઈ, અમુક મુદત સુધી લડાઇમાં જવું જ જોઈએ, એવો કાયદો હોવાથી 'પેલાપોટિશિયન યુદ્ધ'-માંનાં **પો**ટીડા, ડેલિયમ અને ઍમ્ફીપોલીસ એ ત્રણ સ્થળે **સૉ**ક્રેટિસ લડાઈમાં ગયો હતો. **પો**ટીડાની લડાઇમાંની **સૉ**ક્રેટિસની વર્તણુક વિષે 'સિમ્પાઝિઅમ' નામે સંવાદમાં **પ્લેટો**એ **અ**લ્સિબાઅર્ડાસના મુખે બોલાવેલા ઉદ્ગાર બહુ મહત્વના છે. તે કહે છે: "**પો**ટીડાની લડાઇમાં **સૉ**ક્રેટિસ અને હું સાથે જ જમતા હતા. તેની શ્રમસહિષ્ણુતા જોઈને મને ખરેખર બહુ જ આશ્ચર્ય થયું. લડાઇમાં ખોરાકની ખોટ પડવાના પ્રસંગો ઘણે વખતે આવે જ છે, તેવો પ્રસગ આ વખતે અમારી ઉપર આવ્યો, ને અમારે કેટલાક દિવસ ખોરાક વગર જ કાઢવા પડયા. આ વખતે **સૉ**ક્રેટિસે બતાવેલી સહનશક્તિના જેવી મારામાં તો શું પણ લશ્કરમાંના એક પણ માણસથી બતાવાઇ નહોતી. **પો**ટીડાની કેવી સખત ઠંડી ! ત્યાં કેટલાક દિવસ તો સતત બરફ જ વરસ્યાં કરે છે. અમે બહુધા બહાર તો નીકળતા જ નહિ, ને વખતે અગત્યના કારણસર નીકળવું જ પડે તો પગે ગરમ પટ્ટા બાંધી મજબૂત બૂટ પહેરીને, ઉપરાઉપર ગરમ કપડાં ચડાવી શરીરને બરાબર ઢાંકીને બહાર નીક-

ળતા; પરંતુ **સૉક્રેટિસ**નું તેમ નહોતું. બરફ સખત પડતો હોય, છતાં પોતાના હમેશના સાદા પહેરવેશમાં ઉઘાડે પગે બરફ કચરતો તેને જતો જોઈને અમે સૌ આશ્ચર્યચકિત બનતા !"

ડેલિયમ આગળની લડાઇમાં **સાક્રેટિસ** પોતાની ખુશીથી ગયો હતો. લડાઇમાં **અથેનિયનો**નો પરાભવ થતાં **સૉક્રેટિસ** હમેશની પેઠે શાન્ત અને ગંભીરતાથી રણક્ષેત્રમાંથી પાછો આવતો હતો તેવામાં ઘાયલ થઇને પડેલો **ઝેનોફન** નામે એક લશ્કરી તેની નજરે પડયો. પરાભવ પામી પાછા હઠતા અને પાછળ શત્રુસૈન્યનો મારો થવાની ધાસ્તીથી પોતાના જીવ બચાવવા સારૂ સૈનિકો દોડી રહ્યા હતા. પણ **સૉક્રેટિસે ઝેનોફન**ને પોતાની બાંધ ઉપર બેસાડયો, અને કેટલેક દૂર લઇ જઇને તેની દવાદારૂની વ્યવસ્થા કરી. **સૉક્રેટિસ ઍંફિપોલિસ**ની લડાઇમાં પણ ગયો હતો. તેમાં **અથેન્સ**ની હાર થતાં તે પાછો આવ્યા પછી મરણ સુધી **અથેન્સ** છોડીને કયાંય પણ ગયો નહોતો.

**કહેણી પ્રમાણે કરણી.**

સમરાંગણ ઉપર ઉભા રહીને શત્રુ સાથે લડતાં **સૉક્રેટિસે** વખતોવખત બતાવેલું ધૈર્ય અને પ્રસંગાવધાન લશ્કરી અધિકારીને શોભા આપે તેવું હતું. તેની મુખમુદ્રા ઉપર હમેશાં શાંતતા દેખાતી હતી, એમ આ ત્રણે લડાઈઓમાં હાજર રહેલા એક લશ્કરી અધિકારીએ પોતાનો મત જણાવ્યો છે. તેણે પોતાની રહેણી બહુ સાદી રાખીને પોતાની વાસનાનો ક્ષય કર્યો હતો. મનની અનિવાર વૃત્તિને પોતાને કબજે કરી હતી; અને તેથી જ લડાઇમાં ખોરાકની તંગી પડવા છતાં તેને ભૂખની હેરાનગતી લાગી નહોતી. શરીર ઉપર એક કપડું પહેરવાની અને ઉઘાડે પગે ચાલવાની તેને હમેશની જ ટેવ પડેલી હોવાથી, બરફ વરસતું હોય તોપણ તેને ઊનનાં કપડાં અને બટ પહેરવાની ઇચ્છા કદી થઈ નહોતી. આપણા સંતપુરુષોની પેઠે 'મૃત્યુ શરીરને માટે છે, આત્મા અજરામર છે,' એવું તેનું તત્વજ્ઞાન

હોવાથી, રણક્ષેત્રમાં શત્રુના ભયંકર મારા પાસે પણ તેના અંતરમાં ભયનો પ્રવેશ થયો નહોતો. 'પોતાના પ્રાણના કરતાં પણ પરોપકારની કિંમત વિશેષ છે,' એમ આપણા સંતોની પેઠે જ આ ગ્રીકતત્વ-જ્ઞાની–સંત–ને લાગતું હોવાથી, પુઠે પડેલા શત્રુની પણ દરકાર ન કરતાં તેણે **ઝેનોફ્નના** પ્રાણ બચાવવાનું સાહસ કર્યું હતું. સંતોનો ઉપદેશ એકદેશી હોય છે, વ્યવહારી માણસોથી તે વર્તનમાં પાળી શકાય નહિ, અને કોઈ તે પાળે તો વ્યવહારમાં તેનો ઉપયોગ ન થાય, એવું કહેનારા આપણામાં જે હોય, તેમણે **સૉક્રેટિસ**નો આ ઉપદેશ, તેનું તે પ્રમાણેનું વર્તન અને લડાઈ જેવા વ્યાવહારિક પ્રસંગ-માં થયેલો તેનો ઉપયોગઃ એ સર્વેનો વિચાર કરીને પોતાના મતની સત્યાસત્યતાનો નિર્ણય કરવા તેમને વિનતિ છે.

**તુકારામ અને સૉક્રેટિસની સમાનતા.**

સંત મહાત્મા **તુ**કારામના અને **સૉ**ક્રેટિસના વિચારમાં જેટલું સામ્ય હતું, તેના કરતાં પણ તેમની ગૃહસ્થિતિમાં વિશેષ સમાનતા હતી. **સૉ**ક્રેટિસના પિતાને જો કે મૂર્તિકારના ધંધામાં બહુ સારી પ્રાપ્તિ થતી નહોતી, તોપણ તેણે પોતાના અંતકાળે એ હજાર રૂપીઆ પોતાના પુત્રને આપ્યા હતા. પરંતુ દીકરો માયાની જાળમાં ફસાય તેવો નહોતો! તેણે તે રકમ પોતાના એક ગરજુ મિત્રને આપી; અને જે કામ માટે તેણે તે રકમ લીધી હતી, તે કામ છેક જ ઉલટું થવાથી **સૉ**ક્રેટિસે તેની પાસે તે રકમ પાછી માગી જ નહિ. તે જ પ્રમાણે **તુ**કારામ મહારાજે પોતાના લહેણા-ના દસ્તાવેજો **ઇંદ્રાયણી** નદીને અર્પણ કર્યાની આખ્યાયિકા પ્રસિદ્ધ છે. **સૉ**ક્રેટિસના ઘરમાંનાં બધાં રાચરચિલાં મળીને ૧૨૦ રૂપીઆથી વધારે કિંમતનાં નહોતાં. **તુ**કારામના ઘરમાંના હાંડલાંકુંડલાં અને ગોદડાં વગેરે તેટલી કિંમતનાં પણ નહોતાં! **શિ**વાજી મહારાજ અને **તુ**કારામ સંબંધે જેવી દંતકથા છે, તેવી જ એક–છેક જ તેને મળતી

જ બીના સૉક્રેટિસના સંબંધમાં બન્યાનું તેના ચરિત્રકારો જણાવે છે. સૉક્રેટિસ જેવો નરરત્ન પોતાની પાસે હોય તો સારૂં એમ સમજીને મેસિડોનિયાના રાજાએ નજરાણા સાથે પોતાના એક અધિકારીને સૉક્રેટિસની પાસે મોકલ્યો હતો. સૉક્રેટિસે નજરાણાને હાથ પણ લગાડયા સિવાય રાજાની તાબેદારી સ્વીકારવાની ચોખ્ખી ના કહી દીધી હતી. લોકો પાસેથી પૈસા લઈને કે પૈસા માટે લોકોની તાબેદારી સ્વીકારીને પોતાનું તત્વજ્ઞાન વેચવાની કલ્પનાએ સૉક્રેટિસના મનને કદી દુષિત કર્યું નથી. તુકારામ મહારાજે કહ્યું છે કે, "એક આશાબદ્ધ વક્તા લોકોને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરતો હોય, ત્યારે તે આપણી પાસે કયારે ને કેવી યાચના કરશે, તે જ વિચારથી શ્રોતાઓનાં મન આકુળવ્યાકુળ થયેલાં હોય છે. તે શું કહે છે તે તરફ તેમનું બિલકુલ લક્ષ જ હોતું નથી. લોભરૂપ બીલાડી થઈને ઘેર ઘેર ભીખ માગનાર એ વક્તા મોઢે બ્રહ્મજ્ઞાનનો લવારો કરે છે એટલું જ માત્ર; પરંતુ તેનું સર્વ લક્ષ્ય પોતાને કોની તરફથી શું મળશે તેના જ વિચારમાં ગુંથાયેલું હોય છે. સારાંશ, આશાબદ્ધ વક્તાનો ઉપદેશ અને તે સાંભળનારા શ્રોતા, એટલે જાણે મુંગાબહેરાનો મેળો જ !"

(તુકારામની પત્ની પ્રમાણે સૉક્રેટિસની પત્ની પણ કર્કશા તરિકે સુપ્રસિદ્ધ છે.) જે સમાજમાં પુરુષ સુશિક્ષિત અને સ્ત્રી અશિક્ષિત હોય, તે સમાજમાંની સ્ત્રીઓ ગૃહકાર્યમાં દક્ષ હોય છે; બાળબચ્ચાંનું સંરક્ષણ કેવી રીતે કરવું તેની માહિતી તેમને પરંપરાથી થયેલી હોય છે; તેમની દૃષ્ટિ બહુ સંકુચિત હોવાથી પોતાના કુટુંબની બહાર તેમને કશું દેખાતું જ નથી, એથી પોતે બહુ સંસારદક્ષ છે, એમ તેમને લાગે છે. પરંતુ પોતાનાં સુશિક્ષિત પતિના આચરણમાંનું રહસ્ય ઘણે પ્રસંગે તેના સમજવામાં નહિ આવવાથી તેમની વચ્ચે સારી લાગણી રહેતી નથી, અને તેથી જ તે પોતાના પતિની ખરેખરી મિત્રતા સંપાદન કરવા ભાગ્યશાળી થતી નથી. સ્ત્રીશિક્ષણનો અભાવ એ હજી

પણ આપણો સંસાર નિઃસાર થવાનું કારણ છે. સૉક્રેટિસના સમયે ગ્રીસની સ્થિતિ પણ આપણી હાલની સ્થિતિને મળતી જ હતી. એટલે તુકારામની પત્નીની પેઠે જ સૉક્રેટિસની પત્નીને સૉક્રેટિસના આચરણમાંનાં ઉંચાં રહસ્ય સમજવા જેટલું જ્ઞાન નહોતું. પોતાનો પતિ સંસારવ્યવહારમાં લક્ષ રાખતો નથી, સોના જેવાં પોતાનાં બાળકોની ઉમેદો પુરી પાડતો નથી, પૈસા કમાઈને સારૂં ઘરબાર, રાચરચિલાં, કિંમતી વસ્ત્રાભૂષણ વગેરે કરતો નથી, એટલું જ નહિ, પણ ચાલીને ઘેર આવેલી લક્ષ્મીને લાત મારીને કાઢી મૂકે છે, તે જોતાં એ બેઉ પણ તેઓ મહાપતિવ્રતા હોવા છતાં—પોતપોતાના પતિ ઉપર બહુ સંતાપતી અને તેમના વિષેનો અન્તઃકરણમાંનો પ્રેમ ઘડીભર ભૂલી જઇને જીભે ચઢે તેવી ગાળો ભાંડીને તેમની નિર્ભત્સના કરવામાં પણ આગળ પાછળ જોતી નહિ. તેમાં વળી આ બેઉ મહાત્માઓ પોતાને ત્યાં જમવા સારૂ પોતાના મિત્રોને ઘણીવાર બોલાવતા. ઘરમાં કશું ન હોય અને પાઈ ન કમાતો પતિ પોતાની સાથે બે ચાર સ્નેહીને જમવા બોલાવે, તો પછી તેની સ્ત્રી ગુસ્સે કેમ ન થાય? આવે વખતે સૉક્રેટિસ પોતાની સ્ત્રીને કહેતો કે, " આપણે ત્યાં ચાર સ્નેહી જમવા આવે તો તેમાં આનંદ માનવો જોઈએ; વ્યર્થ ગુસ્સે થઈ બળી મરવામાં શો અર્થ? આપણા મહેમાનો જો વિચારશીલ હશે તો આપણે જે પીરસીશું તેમાં સંતોષ માનશે; અને જો તે અવિચારી હશે ને કંઈ બોલશે તો તેની કશી પરવા કરવાનું કારણ નથી."

એકંદરે જોતાં તુકારામ અને સૉક્રેટિસના વિચારમાં, આચારમાં અને ચરિત્રમાં ઘણું જ સામ્ય જણાય છે. તેમ બેઉની સ્ત્રીઓની કર્કશતા માટે તેમના ચરિત્રકારોએ બહુ લાંબું લાંબું લખેલું છે; પરંતુ તેમના શિક્ષણનો વિચાર કરતાં તે સાધ્વી સ્ત્રીઓનો તે માટે દોષ કાઢવા જેવું બિલકુલ લાગતું નથી. તેઓ બન્ને પોતપોતાની ગૃહસ્થિતિમાં સંતોષ માનીને રહેતા. એટલું જ નહિ, પણ આ નીચે

આપેલા **સૉક્રેટિસના** એક સંવાદ ઉપરથી જણાશે કે તેને પોતાની સ્ત્રી વિષે ક્રોધ કે ધિક્કારવૃત્તિ નહોતી; પરંતુ તેની માત્ર દયા જ આવતી હતી. **સૉક્રેટિસના** આ વિચારોને મળતો જ ઉપદેશ તુકારામે કરેલો છે.

## માબાપનું સન્માન રાખવા વિષે.

**સૉક્રેટિસનો** **લૅમ્પ્રાક્લેસ** નામનો મોટો દીકરો એક દહાડો તેની મા ઉપર ગુસ્સે ભરાયો ત્યારે **સૉક્રેટિસે** તેને પોતાની પાસે બોલાવીને પૂછ્યું કે: "કૃતઘ્ન માણસની વાતો તેં સાંભળી છે કે ?"

છોકરાએ જવાબ આપ્યોઃ "હા, ઘણીયે વખત."

**સૉક્રેટિસે** કહ્યું:—ઠીક, તેને કૃતઘ્ન શા માટે કહેવામાં આવે છે તે તું કહી શકીશ ?

એ તરૂણ છોકરે જવાબ દીધો:— તેના ઉપર થયેલા લોકોના ઉપકારોનો બદલો પ્રસંગ આવ્યા છતાં પણ તે વાળતો નથી તેથી.

**સૉ૦:**—ત્યારે કૃતઘ્નતાને એક પ્રકારનો અન્યાય કહેવામાં કશું ખોટું છે ?

**લૅ૦:**—નહિ જ.

**સૉ૦:**—એ અન્યાય કેવા પ્રકારનો છે, તે વિષે તેં કદિ વિચાર કર્યો છે ?

**લૅ૦:**—પોતાના મિત્રપ્રત્યે ખોટી રીતે વર્તવું તે અન્યાય, અને તેથી ઉલટું પોતાના દુશ્મનને તેના વર્તન બદલ શાસન કરવું તે ન્યાય.

**સૉ૦:**—આવી વ્યાખ્યા ઉપરથી જોતાં તો, પોતાના મિત્રપ્રત્યે કૃતઘ્નતાથી વર્તવું એ અન્યાય અને શત્રુપ્રત્યે તેમ વર્તવું એ ન્યાય એમ કહેવું જોઈએ.

**લૅ૦:**—ચોક્કસ વિચારને અંતે મને એમ લાગે છે કે, મિત્ર કે શત્રુ એમાંથી કોઈના પણ પ્રત્યે અન્યાયથી વર્તવું એ અપરાધ જ છે.

**સૉ૦:**—હવે 'કૃતઘ્નતા' એ જો અન્યાય જ છે, તો જે

પ્રમાણમાં આપણી ઉપરનો ઉપકાર વિશેષ હોય તે પ્રમાણમાં તે ન સંભારવાનું પાતક પણ લાગે.

લૅમ્પ્રાકલેસે **સૉક્રેટિસ**નું આ કહેવું કબૂલ કર્યું, એટલે **સૉક્રેટિસે** પોતાના પુત્રને વિશેષ ઉપદેશ કરવા આગળ સંવાદ ચલાવ્યો:–

**સૉ૦**:—સંતાનો ઉપર માબાપના જે ઉપકાર થયેલા હોય છે, તેથી અધિક મહત્વના ઉપકાર બીજા કોઇથીએ થવાનો સંભવ છે કે? પ્રથમ તો બાળકને જન્મદાતા જ માબાપ છે. સરજનહારે સરજેલી સૃષ્ટિની સુંદરતાનું નિરીક્ષણ કરાવનાર અને તે સમ્બન્ધમાં શિક્ષણ આપતાં વિશ્વપિતાની અલૌકિક શક્તિની ઝાંખી કરાવનાર પણ માબાપ જ છે. જનહિતાર્થે સરજેલી અનેકવિધ વસ્તુઓ કે જે અતિ કિંમતી, ગુણકારી અને રસપૂર્ણ હોય છે તેનો ઉપભોગ કરાવનાર પણ માબાપ જ હોય છે. મનુષ્યને મૃત્યુ મહા ભયંકર લાગે છે, અને તેથી જ સરકારે ગુન્હેગારોને વાસ્તે મોટામાં મોટી શિક્ષા મરણની ઠરાવેલી છે. મનુષ્ય જાતિ કાયમ રહે માટે સ્રીપુરૂષનામાં જે અભિલાષવૃત્તિ ઇશ્વરે ઉત્પન્ન કરી છે, તેની તૃપ્તિ કરવા પૂરતો જ લગ્નનો મુખ્ય હેતુ નથી. એ વાસનાની તૃપ્તિ તો થોડા જ ખર્ચમાં પુરેપુરી થવા જેવું હોય છે. લગ્નનો સાચો હેતુ તો પોતાની સંસારયાત્રા સુખરૂપ થઈને પોતાની સંતતિ નિરોગી, સૌન્દર્યયુક્ત અને સુશીલ બનાવવાનો હોય છે. આટલા વાસ્તે જ વધારે સદ્‌ગુણી અને સદાચરણી સ્ત્રીની પસંદગી કરવામાં આવે છે. લગ્ન થયા પછી પોતાની પત્નીનું સારી રીતે પાલનપોષણ કરવું અને પોતાનાં છોકરાંઓને જોઈતી સર્વ વસ્તુઓ ગજા પ્રમાણે પૂરી પાડવી એ પ્રત્યેક પુરૂષનો ધર્મ છે. તેમજ સગર્ભાવસ્થામાં પોતાના ગર્ભસ્થ સંતાનનું રક્ષણ કરવા માટે થતા દુઃખને ખમીને પણ કાળજી રાખવાનો ધર્મ પત્નીનો છે. આ સમયે તે ભવિષ્યના પોતાના બાળકને પોતાના અન્નનો ને આયુષ્યનો અમુક ભાગ આપે છે. પ્રસવ વખતે જનેતાને વેઠવી પડતી વેદના અસહ્ય ને ભયં-

કર હોય છે. પ્રસવ પછી તે પોતાના સંતાનની કેટલી કેટલી સંભાળ અને કાળજી રાખે છે? અને જેને એ સર્વ ઉપકર્ત્રીનું બિલકુલ જ્ઞાન ન હોઈ, પોતાની સ્થિતિનું જરા પણ ભાન નથી એવા અર્ભક-ને માટે જ હોય છે! પોતાના પરિશ્રમનો પોતાને કિંચિત્ પણ બદલો મળશે, એવી યત્કિંચિત્ પણ આશા ન છતાં, અતિશય મમતાથી બાળકના સુખ અને કલ્યાણને માટે તે પોતાનો બધો વખત કાઢે છે. પછી બાળક શિક્ષણ યોગ્ય થતાં પિતા તેને પોતાની બુદ્ધિ-શક્તિ પ્રમાણે સારી કેળવણી આપવા માંડે છે. ખર્ચ કરવામાં પાછી પાની ન કરતાં, પોતાનાથી વધારે બાહોશ હોય તેવા શિક્ષકના હાથમાં પોતાના સંતાનને સોંપે છે, અને તેના સહવાસથી પોતાનું સંતાન સદ્‌ગુણી, શાણું ને પ્રામાણિક થયેલું જોવાથી તેને મહદ્ આનંદ થાય છે.

**લૅ૦**—એ સર્વ અથવા તેનાથી સોગણા ઉપકારો જો કે મારી માતાએ કર્યા હશે, પણ એનાં કટુ વચન તો કોઈએ નહિ સાંખે.

**સૉ૦**—વારૂ, માતાના ક્રોધ કરતાં પશુનો ક્રોધ ખમવો અઘરો ખરો કે નહિ?

**લૅ૦**—ના, આવી માતાના જેટલો મુશ્કેલ નહિ જ.

**સૉ૦**—એવું વિલક્ષણ તે તેણે શું કર્યું છે? પશુ રીસે ભરાય છે ત્યારે જેમ બચકાં ભરે છે, કે લાતો મારે છે તેવું તો તારી માએ કર્યું નથી ને?

**લૅ૦**—પણ તેની જીભ જ એવી વિલક્ષણ છે કે તે કોઈથી કબજે રખાય નહિ.

**સૉ૦**—તું જ્યારે નાનો બાળક હતો, ત્યારે રડી, રીસાઈ અને ચિત્રવિચિત્ર બાળહઠ કરી તેં તારી માતાને કેટલો ત્રાસ આપેલો? તેં તેને કેટલા ઉજાગરા કરાવેલા? દહાડે પણ તેં તેને કેટલી હેરાન કરેલી? અને તારાં દુઃખદરદ મટાડવા માટે તેને કેટલાં કેટલાં દુઃખો ને સંકટો વેઠવાં પડયાં છે, વારૂ?

લૅ૦—તે ગમે તેમ હોય, પણ મારે લીધે તેને નીચું જોવાનો પ્રસંગ કદી આવ્યો નથી.

સૉ૦—પ્રહસનમાંનાં પાત્રો રંગભૂમિ ઉપર એકબીજાને ઘણી નિંદ્ય રીતિથી બોલાવે છે. તેવા શબ્દો સહન કરવા તેમને ભારે પડતા નથી, ને વખતે તારી મા તને બે વેણ કહે તે સહેવાં ભારે થઈ પડે છે કે? આ શું કહેવાય? "આપણે એક બીજાને ખરાબ શબ્દો કહીએ છીએ તે કોઈને માઠું લગાડવા માટે નહિ, તેમજ અરસપરસ બીતિ બતાવીએ છીએ, તે કોઈને ઈજા કરવાને માટે નહિ," એ નાટકનાં પાત્રો પૂર્ણપણે જેમ સમજતા હોય છે; તે જ પ્રમાણે પોતાની માતાનો ઉદ્દેશ હોવાની તને પુરેપુરી ખબર છે, અને તે જે કટુવચન કહેતી હોય તેમાં તેનો હેતુ દ્વેષનો નહિ, પણ પ્રેમનો છે, એ તું પુરેપુરી રીતે સમજે છે, છતાં, તેના પર આમ રોષ કેમ આણે છે? તને એમ લાગે છે કે, એ તારૂં અહિત વાંચ્છતી હોય?

લૅ૦—બિલકુલ નહિ. એવી કલ્પના તો મને કોઈ દહાડો થઈ જ નથી.

સૉ૦—ત્યારે? જે તને વત્સલતાથી નાનાનો મોટો કરે, તને કોઈ દહાડો રજમાત્ર પણ પીડા થાય તો તે મટાડવા માટે જે પોતાના લોહીનું પાણી કરી નાંખે; તને કોઈ વાતની ઉણપ આવવા ન દેવા અખંડ સંભાળ રાખતી રહે, તારા ભલા માટે દેવ કને હજારો વાર દુવા પ્રાર્થતી રહે, તે તારી જનનીને તું ભૂંડી કહે છે? ખરેખર, તેને છોડીને દૂર રહેવું, એ આપણા સૌના જીવન–વૃક્ષના મૂળને છેદ્યા બરોબર છે. ભાઈ, બોલ તો ખરો, તારી માતાના કરતાં બીજા કોની ઉપર તને પૂજ્યબુદ્ધિ થવી જોઈએ? અગર તો, કોઈની ઇચ્છા કે અભિરુચિની તને કશી સ્પૃહા જ નથી કે શું?

લૅ૦—એવું બોલશોમાં; હું તો સર્વનો સ્નેહ સંપાદન કરવા અતિશય તત્પર છું.

સૉ૦—તારો પાડોસી તને ઉછીનું પાછીનું આપે, કે દુઃખને

વખતે મદદ કરે, તેટલા માટે કદાચ તું તેની મરજી રાખશે. વળી આપણી મુસાફરીમાંના સોબતીની મિત્રતા પ્રત્યે બેદરકારી રાખવી એ તને ઠીક લાગશે કે ?

લૅ૦—મુદ્દલ જ નહિ.

સૉ૦—ત્યારે તેમની મરજી સાચવવા સારૂ આટલી બધી ખટપટ કરે, ને જેના ઉપકાર તેનાથી હજારો ગણા છે તેની કૃપા મેળવવા કંઈ પણ ન કરે એટલો બધો તું નીચ છે કે શું ? આપણા રાજ્યમાં સાધારણ કૃતઘ્ની પ્રત્યે દુર્લક્ષ કરીને કોઈ તેને શાસન કરતું નથી; પરંતુ માબાપની આમન્યા લોપનાર કૃતઘ્નીને કાયદામાં હદપાર કરવાની અને અધિકારીની જગા માટે નાલાયક ઠરાવવાની શિક્ષા રાખેલી છે, એ તને ખબર છે ને ? આપણામાં સર્વમાન્ય એક કહેવત ચાલે છે કે, અપવિત્ર હાથે દેવાયેલી આહૂતિનો દેવ અંગિકાર કરતો નથી, અને તેવાથી દેશનું પણ કશું કલ્યાણ સધાતું નથી. એવો મનુષ્ય કોઈ સારૂં કામ કરે, કે સદ્‌ગુણી ન્યાયાધીશનું કામ બજાવે, એવું કોઇને પણ લાગતું નથી. માબાપના મૃત્યુ પછી ક્રિયા સારી રીતે ન કરનાર સંતાનને માટે પણ આવી જ શિક્ષા ઠરાવેલી છે. આ બધી બાબતોની ચોકસાઇ વિશેષે કરીને નોકરી માટે અરજી કરતી વખતે કરાય છે. માટે મારા વ્હાલા પુત્ર ! તું જો ડાહ્યો હોય, અને ઈશ્વર તારા પર કરડી નજરે ન જોતાં અમીદૃષ્ટિથી જૂએ એમ તને લાગતું હોય તો, અત્યાર સુધી તારી માતાના જે અપરાધો તેં કર્યા હોય તેની ક્ષમા મળવા માટે પ્રભુની પ્રાર્થના કર. તેમજ તેં તારી વત્સલ માતા પ્રત્યે આજ સુધી દર્શાવેલો તિરસ્કાર જાહેર થઈને લોકો તને દોષપાત્ર ગણી તુચ્છકારે નહિ, તે માટે તેવા અપરાધો ફરી ન થાય એવો પ્રયત્ન કર. કારણ, તું તારા માબાપે કરેલા ઉપકાર ભૂલી જાય છે, એવો ભ્રમ લોકોમાં ઉત્પન્ન થશે, તો લોકો તે ઉપરથી એવું સમજવા લાગશે કે, તેમણે કરેલા ઉપકાર તો તું સમૂળા ભૂલી જવાનો !

**જ્ઞાનદાનની સૉક્રેટિસની પદ્ધતિ.**

વૃદ્ધોનાં અન્તઃકરણ પાછલો પારો ઘસાઈ ગયેલા અરિસા જેવાં હોય છે. એવા અરિસામાં જેમ તેની પાછળ બેસાડેલા પાટીઆ સિવાય બીજું કાંઈ દેખી શકાતું નથી, તેમ વૃદ્ધોના અન્તઃકરણમાં તેમના દઢીભૂત થયેલા વિચાર સિવાય કાંઇ જ દેખાતું નથી, તેમ ગ્રાહ્ય પણ થતું નથી. તરૂણોનું તેથી ઉલટું જ હોય છે. તેમના અન્તઃકરણરૂપી નવીન અને સ્વચ્છ અરિસા આગળ જે વિચારો મૂકવામાં આવે, તેનું પ્રતિબિંબ તેમાં સહેલાઇથી પડી શકે છે. સૂકાઈ ગયેલા ઝાડને પાણી પાવું એ ફળ ફૂલની આશા વિના વ્યર્થ મહેનત કરવા જેવું છે. તેમજ દેશનો અભ્યુદય ઇચ્છનારાઓએ જુના જમાનાના લોકોની સાથે માથાકુટ કરતા બેસવાને બદલે ઉછરતા યુવાનોનાં મન સુસંસ્કૃત કરવાં એ જ ઇષ્ટ છે. આવા વિચારથી સૉક્રેટિસે પોતાના જ્ઞાનનો પ્રસાર નવી પેઢીના યુવકોમાં કરવાની શરૂઆત કરી હતી.

જ્ઞાનદાન આપવા માટે સૉક્રેટિસે મોટી નિશાળ જમાવી નહોતી, કે શ્રોતાઓ માટે બાંકો અને ખુરશીઓ ગોઠવીને પોતાને માટે તેણે વ્યાખ્યાનપીઠ પણ ગોઠવ્યું નહોતું. ઉપદેશ માટે અમુક સમય ઠરાવ્યો નહોતો, કે અમુક ટાઇમે અમુક વિષય શિખવવો એવું વખતપત્રક પણ બનાવ્યું નહોતું. તે કોઈ વિદ્યાર્થી પાસે ઉપદેશ માટે વેતન માગતો નહિ, કે કોઈ પાસેથી કાંઈ બક્ષિસ મેળવવાનો વિચાર પણ તેના મનમાં કદી સ્ફૂર્યો નહોતો. જુવાનો જ્ઞાન સંપાદન કરે, અને પોતાની જન્મભૂમિની ખ્યાતિ કાયમ રાખે, એટલી જ તેની ઇચ્છા હતી. ઉઠતાં બેસતાં, ખાતાં પિતાં, રમતાં જમતાં, જ્યારે જોઈએ ત્યારે તે જેટલા શ્રોતા હાજર હોય તેટલાને ઉપદેશ કર્યા જ કરતો. જેમ પરમેશ્વર સર્વત્ર વ્યાપી રહ્યો છે, તેમ આખું અથેન્સ શહેર સૉક્રેટિસની શાળા થઇ રહી હતી. બજાર, મલ્લવિદ્યાના અખાડા, બાળ-

કોની નિશાળો સામેનાં મેદાનો વગેરે **સૉક્રેટિસની** શાળાઓ જ હતી. બહુ તો શું પણ દેહાન્તદંડની શિક્ષા પામી તુરંગવાસ ભોગવતા કેદીની ઓરડીને પણ **સૉક્રેટિસે** પોતાની શાળા બનાવી હતી. જ્ઞાન-દાન ઉપરની તેની આ કેટલી બધી આસ્થા અને સ્વદેશ ઉપરનો કેવો નિસ્સીમ પ્રેમ !

જો કે **સૉક્રેટિસનો** મૂળ ઉદ્દેશ જુવાનોને ઉપદેશ કરવાનો હતો, તોપણ તેની આ શાળાઓમાં શિષ્યોની ઉમરની હદ બિલકુલ રહેતી નહિ. અને શિક્ષણ બદલ કાંઈ પણ ફી લેવાતી ન હોવાથી શ્રીમંતના છોકરાને ધ્યાનથી શિખવાય ને ગરીબ તરફ દુર્લક્ષ થાય, એવો ભેદા-ભેદ પણ થતો નહોતો. લુહાર, સુતાર, સોની, કુંભાર, ઢેડ, ભંગી, જે કોઈ જાતનો કે ધંધાનો નાનો મોટો, શ્રીમંત ગરીબ, ગમે તેવો માણસ જ્ઞાનલાલસાથી **સૉક્રેટિસની** પાસે આવે તેને સરખી રીતે જ્ઞાનદાન અપાતું. **સૉક્રેટિસ** પાસે આવેલો માણસ કાંઈ પણ લીધા સિવાય આવ્યો તેવો જ કોરેકોરો પાછો જાય એવું કદી બનતું જ નહિ.

**તેના શિષ્યોનો અચળ ભક્તિભાવ.**

ગમે તેની સાથે વાતચીત કરતાં, તેને જ્ઞાન આપવાનો જ **સૉક્રેટિસનો** ઉદ્દેશ રહેતો નહિ; પણ પોતે પણ તેની પાસેથી કાંઈ મળે તો લેવાની–શિખવાની લાલસા રાખતો. આથી તેના વિદ્યાર્થીઓ તેને 'ગુરૂ' કહી સંબોધે તે પણ તેને ગમતું નહિ. તે કહેતો કે "મારી પાસે હમેશાં નવાં નવાં માણસો આવવાનાં, તે જેમ મારી પાસેથી કાંઈ શીખે તેમ હું પણ તેમની પાસેથી કંઈક શીખવાનો; ત્યારે આવી સ્થિતિમાં હું તેમનો ગુરૂ કે તેઓ મારા શિષ્ય કેવી રીતે હોઈ શકે ?" છતાં પણ **અથેન્સ**માંના તેમજ બહારના પણ ઘણા જુવાનો પોતાને **સૉક્રેટિસના** શિષ્ય કહેવરાવવામાં મોટું ભૂષણ સમજતા. **સૉક્રેટિસના** ગહન વિષયો ઉપરના વિચારો સંવાદરૂપે લખીને આખા જગત્ ઉપર ઉપકાર કરનાર **પ્લેટો** નામે

વિદ્વાન્ માત્ર દસ વર્ષ જ સૉક્રેટિસના સહવાસમાં રહ્યો હતો. તે મરણ વખતે પરમેશ્વરની પ્રાર્થના કરીને બોલ્યો: " પ્રભુ ! મારા ઉપર તારા અનંત ઉપકાર છે. પ્રથમ, તેં મને વિચારશીલ મનુષ્યનો જન્મ આપ્યો એ તારો મારા ઉપર મહાન્ ઉપકાર છે. આ મનુષ્યજન્મ તેં મને કોઈ જંગલી દેશમાં આપ્યો હોત, તો તે મળ્યા છતાં ન મળ્યા બરાબર જ થાત; પરંતુ તેં મને ગ્રીસ જેવા સર્વ પ્રકારે સુધરેલા દેશમાં જન્મ આપ્યો, એ તારો મારા ઉપર બીજો મહાન્ ઉપકાર. ગ્રીસ દેશમાં જન્મીને પણ સૉક્રેટિસ જેવા સદ્‌ગુરૂનો સહવાસ મને થયો ન હોત તો એ બધું જ વ્યર્થ જાત; માટે સૉક્રેટિસની હયાતીમાં તેં મને જન્મ આપ્યો એ તારો મારા ઉપર સર્વ કરતાં મોટો ઉપકાર છે, એમ હું સમજું છું." આ ઉદ્‌ગાર ઉપરથી સૉક્રેટિસપ્રત્યે તેના શિષ્યોનો કેવો ઉચ્ચ ભક્તિભાવ હતો, એ સમજી શકાય છે.

વિચારમાધુર્ય અને સંભાષણની સીધી ને સરળ શૈલિ એ બે જાદુઈ કળાને લીધે સૉક્રેટિસે ગ્રીસમાંના જુવાનોનાં મન કેવાં આકર્ષી લીધાં હતાં, તેનું એક દૃષ્ટાન્ત જાણવા જેવું છે. અથેન્સ નજીક મૈગારા નામે એક સંસ્થાન હતું. સૉક્રેટિસના સમયમાં આ બે સંસ્થાનો વચ્ચે એટલું તો વેર હતું કે મૈગારામાંનો કોઈ પણ માણસ અથેન્સમાં આવે તો તેને દેહાન્તદંડની શિક્ષા કરવાનો અથેનિયન લોકોએ કાયદો કર્યો હતો. આવી સ્થિતિમાં મૈગારામાંના યુક્લિડ નામના જુવાનને સૉક્રેટિસનું ઉપદેશામૃત પીવાની એટલી તો ઉત્કંઠા થઈ કે તે મરણથી ન ડરતાં સ્ત્રીવેશ લઈને સાંજના વખતે અથેન્સમાં જતો, અને આખી રાત સૉક્રેટિસના ઉપદેશામૃતનું પાન કરીને મળસ્કામાં સ્ત્રીવેષે જ પોતાને ગામ પાછો આવતો. તેણે આ પ્રમાણે અનેક વાર કર્યું. કેટલાક જુવાનોને જે દિવસે સૉક્રેટિસનું ભાષણ સાંભળ્યું ન હોય તે દિવસ પોતાના જીવનમાં તદન વ્યર્થ ગયો, એમ લાગતું. તેનું મધુરૂં ને જ્ઞાનપ્રચુર ભાષણ સાંભળવામાં અડચણ આવતાં કેટલાકને ખાવાનું પણ ભાવતું નહિ.

પોતે બહુ ક્રોધી છે, દઢાગ્રહી છે, અને પોતાના મતની અમાન્યતા કરવાથી બહુ અનર્થ થશે, એવું ઠસાવી પોતાના મત બળજોરીથી સ્વીકારાવનાર ગુરૂવર્ગમાંનો સૉક્રેટિસ નહોતો; પરંતુ બહુ સામાન્ય રીતે અને શાંતતાથી અત્યંત મિષ્ટ વચનોવડે તે પોતાની સાથે વાત કરનારના મનમાંની કુકલ્પના દૂર કરીને પોતાના વિચારની સત્યતા ઠસાવતો. તેની આ પદ્ધતિ એટલી તો અસરકારક નીવડતી કે ગમે તેવો દુરાગ્રહી માણસ પણ તેની સાથેના સંવાદમાં પીગળ્યા વિના રહેતો નહિ. આની પ્રતીતિ માટે તેનો એક ટૂંકો સંવાદ જ બહુ ઉપયોગી થઈ પડશે. તે સંવાદ વાંચતાં જણાશે કે તે સર્વમાન્ય સિદ્ધાન્ત વિષે કેટલાક સવાલો પૂછીને પ્રથમ તે સિદ્ધાન્ત શ્રોતા પાસે કબૂલ કરાવી લેતો, અને પછી હવે સૉક્રેટિસ આપણને શું કહેશે એવા વિચારમાં શ્રોતા હોય તેટલામાં જ પ્રથમના સિદ્ધાન્તોને મળતા આવતા કેટલા સિદ્ધાન્તો વિષે પણ તેની સહાનુભૂતિ મેળવી લેતો. એ રીતે તેણે કબૂલ કરેલી બાબતની બહાર તેનાથી ન જવાય એવી સ્થિતિ થયા પછી તે પોતાને જે કહેવાનું–ઠસાવવાનું હોય તે કહેતો–ઠસાવતો. તેની આ પદ્ધતિ એટલી અસરકારક થતી કે તત્કાળ તેનું પરિણામ શ્રોતાના વર્તનમાં દેખાયા સિવાય રહેતું નહિ.

## ભ્રાતૃભાવ વિષે સંવાદ.

ચૅરિફ્રાન અને ચૅરિક્રેટિસ નામે બે ભાઈ હતા, તે બન્ને વચ્ચે વેર હતું. સૉક્રેટિસ બન્નેને સારી રીતે ઓળખતો હતો, અને એ બન્ને ભાઈઓ વચ્ચે સારો સંબંધ કરાવવાની સૉક્રેટિસને ઘણા દહાડાથી ઇચ્છા હતી.

એ બેઉ ભાઈમાં પરસ્પર એક વખત કંઈ કારણસર આંટી પડી; આ સમય સાધિ સૉક્રેટિસ ચૅરિક્રેટિસની પાસે ગયો અને બોલ્યો:—

"ચૅરિક્રેટિસ! તને એમ લાગે છે કે મને ભાઈ છે તેના કરતાં

હું શ્રીમંત હત તો વધારે સારૂં ? સંપત્તિ એ અચેતન વસ્તુ હોવાથી તેના રક્ષણ વાસ્તે શ્રમ વેઠવો પડે છે; પરંતુ ભાઈ તો આપણો રક્ષક છે, એ વિચાર તારા મનમાં કદિ શાથી નથી આવતો ? અરે ! દુનિયાની તમામ દોલત પોતાના ભાઈ પાસે જ હોય તેથી શું ? તેની મિલ્કતનો ઉપભોગ તે આપણને કરવા ન દે, તેથી તેનો મોટો અપરાધ થયો સમજવો, એ તૃષ્ણા કેવી નિરર્થક ! જો આમ જ સમજવામાં આવે તો જગતના સઘળા લોક પોતાની માલમત્તાનો ભોગવટો આપણને નથી કરવા દેતા તેથી તેમને પણ આપણા મનથી મોટા ગુન્હેગાર કેમ ન માનવા ? તથાપિ તેવું કદિ બને નહિ. સામાન્ય રીતે જગતમાં લોકો આડોશીપાડોશીનું જે કંઇ હોય તે સઘળું પોતાના ઘરમાં ભરીને પછી પોતે અમુક મિલકતના માલિક કહેવરાવી સમાજમાં સંગતિસુખનો અનુભવ ભોગવવામાં મહા હાનિ સમજે છે; પરંતુ ભાઈની સંપત્તિના સમ્બન્ધમાં આ વિચાર તેમના મનમાં આવતો નથી, એ ખરેખર, એક આશ્ચર્યની વાત છે. માણસ જો શ્રીમંત હોય તો પોતાની ચાકરી કરવા વાસ્તે એક ગુલામ રાખે છે, સમય આવે સહાયક થાય તેટલા સારૂ ઘણા જણ સાથે મૈત્રી બાંધે છે, પણ પોતાના ભાઈની વાત આવી કે ત્હેનું મ્હોં જોઈ લ્યો. જાણે કોઈ કડવી ઔષધિનો ક્વાથ પીધા જેવું ! જાણે કે, તેની સાથે મૈત્રી કરવા માટે પણ ભાઈ નાલાયક હોય ! ખરૂં જોતાં તો, બન્ને એકજ માબાપથી ઉત્પન્ન થયા હોય છે, અને તેમની નજર આગળ નાનાથી મોટા થયેલા હોય છે, તો તેમની વચ્ચે મૈત્રી ઉત્પન્ન થવામાં ને તેને દૃઢ કરવામાં સદ્બુદ્ધિનો ઉપયોગ થવો જોઈએ. સાથે બંધાતા જનાવરને પણ એકમેકની સાથે સ્નેહભાવ બંધાય છે તો બુદ્ધિમાન્ મનુષ્યપ્રાણીઓમાં તે કેમ ન થાય ? વળી સલાહસંપથી બે ભાઈઓ રહેતા હોય તો, બહુતેક તેનો પીછો પણ કોઈ પકડતું નથી, એ તું જાણે જ છે.

**ચૅરિક્રેટિસ:**—ભલો ભાઈ સુખનું સ્થાન છે, એ તમારૂં કહેવું ખરૂં છે. ભાઈઓએ એકમેકના અપરાધને માટે પેટમાં ગાંઠ વાળી રાખવી, કે કોઈ ખાસ કારણ સિવાય નજીવી બાબતથી છંછેડાઈ જઈ વેર બાંધવું એ મને પણ પસંદ નથી; પરંતુ એક ભાઈ જો પોતાના કર્તવ્યને ભૂલી જઈ તેથી વિરૂદ્ધ દિશાએ વળે, તો પછી બીજો ભાઈ તેના પ્રત્યે પ્રેમથી વર્તે, એવું તો કદિ ન જ બને.

**સૉ૦**—તારો ભાઈ જેમ તારી સાથે વર્તે છે, તેમ સમસ્ત દુનિયા સાથે પણ ઉલટી રીતે વર્તે છે કે? શું બધી દુનિયા તેને આમ દોષ દે છે?

**ચૅરિ૦**—તેના પર મને તેથી જ ઈર્ષ્યા આવે છે! અહો! આખા જગતની સાથે તે મૈત્રી કરે ને સૌને ભલો લાગે; પણ મારો ને તેનો મેળાપ થાય છે કે તરત તેનો મિજાજ જાય છે ને લડવા જ લાગે છે!

**સૉ૦**—હું પણ એ જ કહું છું. કોઈને ઘોડો રાખવાની હોંશ હોય, પરંતુ તેને કેવી રીતે સંભાળવો તે તેને માહિત ન હોય, અને તેમ છતાં તે ઘોડો રાખે તો તેથી શું તે સુખ પામશે? તેવીજ રીતે ભાઈ સાથે કેમ વર્તવું એ ભાઈને માલમ ન હોય તો તેનાથી દુઃખ થયા સિવાય શી રીતે રહે?

**ચૅરિ૦**—તે પોતાના શબ્દમાં કે કૃતિમાં મારા પ્રત્યે જેટલો પ્રેમ અને આદર દર્શાવે છે, તેટલો જ હું પણ તેના પ્રત્યે દર્શાવું છું. છતાં ભાઈ સાથે કેમ વર્તવું તેની મને ખબર નથી, એવી કલ્પના પણ તમે કેમ કરો છો? જે મનુષ્ય મારા પ્રત્યે કૃતઘ્નતાથી વર્તે, તેની સાથે પણ મારે સ્નેહ–માયાભર્યું વર્તન રાખવું, એમ જો તમે કહેતા હો, તો તેવું તો મારાથી કદિ બનનાર નથી.

**સૉ૦**—તારા આવા બોલથી મને અતિ આશ્ચર્ય ઉપજે છે. સમજ કે, ઘેટાં સાચવનારો તારો એક કૂતરો છે, તે તારા નોકર ચાકરને

જોઈ લાડગેલ કરતો પૂંછડી પટપટાવતો હોય, ને માત્ર તારા ઉપર ઘૂરકતો હોય, તો મને કહે કે, તું તેના પર ગુસ્સે થઈશ, કે તેને તારાપ્રત્યે માયા ઉત્પન્ન થાય તેમ કરવા પ્રયત્ન કરીશ? સારો ભાઈ એ સુખની થાપણ છે; તેમજ પરોપકાર એટલે શું, અને તે કેમ કરાય, એ તું સમજે છે એમ કહે છે; પરંતુ ચૅરિફાનની સાથે સખ્ય કરી તેનો અનુભવ તું અમને કરી આપતો નથી!

ચૅરિ૦—તમે કહો છો તેવી મારામાં અક્કલ નહિ હોય!

સૉ૦—તેમાં કંઈ વિશેષ અક્કલની જરૂર નથી. તે તારૂં કલ્યાણ વાંચ્છે, અને તને યોગ્ય આદર દે, એવું તેનું મન વાળવા માટે જોઈતી અક્કલ તો તારામાં છે જ.

ચૅરિ૦—હું લોકપ્રિય થાઉં એવી કોઈ યુક્તિ હોય તો મને તે હમણાં જ કહો, કેમકે અત્યાર સુધી મને તે સમજાઈ નથી.

સૉ૦—હું પહેલાં તને પૂછું છું કે, તારો કોઈ મિત્ર, તેને ત્યાંના કોઈ કાર્ય પ્રસંગે તને નિમંત્રણ કરે, એવી તારી ઇચ્છા હોય તો પ્રથમ તું શું કરે?

ચૅરિ૦—પ્રથમ ત્હેને મારે ત્યાં નોતરવો પડે.

સૉ૦—વારૂ; તું મુસાફરીએ જવાનો હોવાથી તારા ઘરની સંભાળ બીજો કોઈ રાખે, એવી તારી ઇચ્છા હોય તો તારે પ્રથમ શું કરવું પડે?

ચૅરિ૦—તે ગામ ગયો હોય તે વખતે તેના ઘરની સંભાળ મારે રાખવી જોઈએ.

સૉ૦—પરગામમાં કોઈ તારૂં સ્વાગત કરે એવી તને ઇચ્છા થાય, તો તું શું કરે?

ચૅરિ૦—તે મારે ગામ આવે ત્યારે પ્રથમ તેનું આતિથ્ય હું કરૂં, અને ભવિષ્યે તે મારા કામમાં સહાયક થાય, તે સારૂ હું તેનો સહાયક થાઉં.

**સૉ૦**—તારા પોતાના શ્રેયની વાતો તને આટલે દરજ્જે માહિત છતાં તું તેનો ઉપયોગ નથી કરતો એ જ નવાઈ છે! તેમ કરવામાં તને શી શંકા રહે છે? તારા ભાઈ સાથે તું મમતાથી વર્તે, તેથી લોક તને હલકા મનનો ને ખુશામતીઓ કહે એવી શું તને દેહશત રહે છે? મિત્ર! મારા ઉપર જો તને શ્રદ્ધા હોય, તો હું કહું છું કે એવી દહેશત રાખવી નકામી છે. એ મિથ્યા ભ્રમ માત્ર જ છે, એટલું જ નહિ, પણ આપણે આપણા મિત્રો પરની મમતાને લઇને તેમને થતા ખોટા ખ્યાલોથી અલગ રાખવા એ જ આપણને છાજે છે. તમારા બન્નેમાં સંપ કરવાની સૂચના તારા કરતાં જો કૅરિફ્રાનને કરવી મને વધારે દુરસ્ત લાગી હત, તો હું તેને જ પહેલો મળત, પણ તેના કરતાં તું જ મને વધારે યોગ્ય લાગ્યો, અને મને ચોક્કસ ભરોસો છે કે તું આ કામ તેના કરતાં વહેલું જ અમલમાં મૂકીશ.

**કૅરિ૦**—આવું બોલવું તમને છાજતું નથી. આમાં તમારી ખસૂસ ભૂલ થાય છે. હું તેનાથી નાનો છતાં મને પહેલ કરવાનું કેવી રીતે કહો છો? કોઈ પણ બાબતમાં જોશો તો બધા દેશોમાં કોઈ પણ કામના આરંભનું માન મોટા ભાઈને માટે જ રાખેલું હોય છે, તે તમે કેમ વિસરી જાઓ છો?

**સૉ૦**—નાનાએ મોટાને માન આપવું, તે આવે ત્યારે ઉભા થવાનો વિવેક કરવો, તેને બેસવા સારૂ આસન આપવું, અને આપણે તેને બોલવાની પ્રથમ તક આપવી, એ ખરૂં કે નહિ? તો હું કહું છું તેમ તું કર, અને તારા વડિલ બન્ધુને પ્રસન્ન કરવાનો પ્રયત્ન આદર; ને પછી જો કે તે પોતાના બન્ને હાથ સ્નેહથી તારી તરફ લંબાવી તને આલિંગન કરે છે કે નહિ? તે તારી સાથે શિષ્યની પેઠે વર્તવા લલચાય છે કે નહિ? તેનો સ્વભાવ જેટલો માની છે તેટલો જ ઉદાર છેઃ વાસ્તે જ હું અનુમાન કરૂં છું તે સાચું પડશે.

કેમકે જેમ ગરીબ ભિખારી પાસેથી વાહવાહ કહેવરાવવા માટે ઔ- દાર્ય જેવો બીજો માર્ગ નથી, તેમ માની મનુષ્યને સન્માન અને સ્નેહથી અધિન થયા સિવાય બીજો માર્ગ નથી.

ચૅરિ૦—તમારા કહેવા પ્રમાણે હું વર્તું ને તેના સ્વભાવમાં ફેર ન પડે તો?

સૉ૦—તોપણ તને તેથી નુકશાન શું છે? તારા એ સદ્‌- વર્તન વડે તારો સદ્‌ભાવ અને તેની ઉપરનો સ્નેહ; તેમજ તેનો ખરાબ સ્વભાવ અને ઉપકાર માટેની અપાત્રતા, લોકના સમજવામાં તો આવશે જ. પણ મને ખાત્રી છે કે તેમ થવાનો પ્રસંગ આવવાનો જ નથી. તું તેના પ્રત્યે નિખાલસ મનથી, ઉદાર વૃત્તિથી અને ભ્રાતૃ- ભાવથી વર્તે છે, એમ તેને સમજાશે તો તે ગુણોમાં તને મહાત કરવાની જ ઇચ્છા તે કરશે. બેઉ ભાઇઓ વચ્ચેનો તમારો હાલનો સંબંધ બહુ જ ખેદજનક છે. ઈશ્વરે જે હાથ એક બીજાને સહાય કરવા સારૂ દીધા છે, તેનો ઉપયોગ એકમેકને મારવામાં થાય, અ- થવા દયાળુ ઈશ્વરે જે પગ એક બીજાની મદદમાં દોડવા વાસ્તે દીધા છે, તેનો ઉપયોગ એક બીજાની પ્રગતિ અટકાવવામાં થાય, તેના જેવું તમારામાં બન્યું છે! જે વસ્તુઓ આપણા હિતને વાસ્તે અ- પાયેલી છે તે વસ્તુઓ હિતને બદલે હાનિ કરવામાં વાપરવી, એ અજ્ઞાન અને દુર્દૈવ–મુલક નહિ તો બીજું શું? ઈશ્વર આપણને જે કાંઈ આપે છે તે આપણા પોતાના શ્રેય સારૂ જ આપે છે, અને તેમાં લેશ માત્ર શંકા જેવું નથી. તેમજ બે હાથ, બે પગ, બે આંખો વગેરે આપણને છે, તે કોઈ પણ ઇન્દ્રિયની જોડીના કરતાં પણ બન્ધુની જોડી એકમેકને વધારે ઉપયોગી છે. કેમકે અનેક વાંભ છેટેની બે વસ્તુને કેવળ બે હાથ વડે જ એકદમ લઈ શકાશે નહિ; એકલા પગથી પણ તે કામ થઈ શકશે નહિ, તેમજ ઘણે દૂર નજર પહોંચાડનારી બન્ને આંખોથી એક જ વસ્તુની આગળની તથા પાછળ-

ની બન્ને બાજુ એકદમ નિહાળી શકાશે નહિ; પરંતુ જે બે બન્ધુઓ ભ્રાતૃભાવથી હળીમળીને રહેતા હોય છે, તેમનામાં ગમે તેટલું અંતર હોય તોપણ તેઓ એકમેકને ઉપયોગી થયા સિવાય રહે નહિ.

જણાવવાની જરૂર નથી કે સૉક્રેટિસના આ ઉપદેશ પછી તુર્ત જ એ બે ભાઇઓનો સંબંધ બદલાઈ ગયો ને અત્યંત માયાથી અન્યોન્ય વર્તવા લાગ્યા.

**સૉક્રેટિસની ધર્મવૃત્તિ.**

તે વખતના ગ્રીક લોકોમાં ગાંડાઈ ભરેલી ઘણીક ધર્મસમજ ચાલતી હતી. તે બધી ઉપર જ સૉક્રેટિસને વિશ્વાસ નહોતો; પરંતુ તેમાંની કેટલીક માન્યતાઓ તે માનતો હતો, એમ જણાય છે. તેમનાં દેવસ્થાનોમાં ડેલફાયનું અપાલોનું દેવસ્થાન અત્યંત પવિત્ર મનાતું. આ દેવ તેની પુજારણના અંગમાં આવે છે ને યાત્રાળુઓના સવાલના સાચા જવાબ આપે છે, એવી લોકની સમજ હતી. એક વખત ચિરોફન નામે સૉક્રેટિસનો એક શિષ્ય ત્યાં ગયો, અને પુજારણના અંગમાં અપાલોદેવ આવ્યો હતો ત્યારે પૂછ્યું કે, "સૉક્રેટિસના જેવો ડાહ્યો મનુષ્ય બીજો કોઈ છે કે ?" તેના જવાબમાં તેણે "કોઈ નથી" એમ કહ્યું, તેથી તેને અતિશય આનંદ થયો. તેણે અથેન્સ જઈ આ વાત સૉક્રેટિસને કહી. ત્યારે દેવનો શબ્દ સાચો માને તો પોતે તેવો ડાહ્યો નથી, એવી તેની પ્રામાણિક સમજ હતી, અને તેને સાચો ન માનવામાં પણ મોટી પંચાત હતી! આવી સૉક્રેટિસના મનની બહુ વિલક્ષણ સ્થિતિ થઇ પડી; અને તે આ જવાબનો ગુઢાર્થ શો હોવો જોઈએ તેની શોધમાં લાગ્યો.

પહેલાં તો, જે મહાન્ ડાહ્યા તરિકે પ્રસિદ્ધ હતા અને જેમને તે મહાન્ ડાહ્યા માનતો, તેવા કેટલાક મુત્સદીઓ પાસે ગયો. પરંતુ તેમની સાથે સંભાષણ કરતાં તેને જણાઈ આવ્યું કે તે કહેવાય છે

તેવા ખરેખરા ડાહ્યા નથી. પછી તે ત્યાંના કેટલાક સુપ્રસિદ્ધ કવિ તેમજ વક્તાઓ પાસે ગયો, અને તેમની કવિતાનો અર્થ તેમની જ પાસે સમજવાનો પ્રયત્ન કરી જોયો. તે પોતપોતાની કવિતાની સ્તુતિ કરતા ને બીજા કવિની નિંદા કરતા; પરંતુ તેમની પોતાની જ કવિતાના પૂછેલા અર્થ તે સમજાવી શકતા નહોતા. આ ઉપરથી સૉક્રેટિસે મનમાં એમ નક્કી કર્યું કે, અંગમાં દેવનો પવન ભરાયેલો મનુષ્ય જ્ઞાનની પુષ્કળ વાતો કહે છે, પણ તેનો અંશ સુદ્ધાં તેનામાં હોતો નથી, એટલું જ નહિ, પણ એ વખતે તે જે શબ્દો બોલે છે, તેનો પુરેપુરો અર્થ સુદ્ધાં તે સમજતો નથી હોતો, તેવું જ આ કવિઓનું છે. તેમની કવિતામાં દેખાઇ આવતું જ્ઞાન તેમણે ડહાપણથી મેળવેલું હોતું નથી, તે કેવળ ઇશ્વિરી પ્રેરણાથી કલમદ્વારા ઉતરે છે. છેવટે સૉક્રેટિસ કેટલાક કારીગરો પાસે ગયો. તેમની પાસેથી તેને ઘણી નવી બાબતોનું જ્ઞાન મળ્યું. પરંતુ જે બીજી કળાના જ્ઞાનનો અંશ પણ પોતે જાણતા ન હોય તે વિષે લાંબી લાંબી જીભ [illegible]
ગમે તે બોલતા જોઇને તે પણ મૂર્ખ છે, એમ તેણે
પ્રમાણે ડાહ્યા ગણાતા જે જે લોક પાસે સૉક્રેટિ[illegible]
પોતાનામાં ડહાપણ હોય તેના કરતાં પોતા[illegible]
હતા; અને સૉક્રેટિસ પોતે ડાહ્યો છતાં
નથી એમ માનતો હતો; અને તે
હતો. સૉક્રેટિસે ઉદ્યક્ષાયની [illegible]
માનીને પોતાના મનનુ
ઓમાં ઘણાનો ઉમેરો

સૉક્રેટિસના [illegible]

હોય તેવો દોષારોપ કરીને **ઍરિસ્ટોફેનિસ** નામના એક નાટકકાર પાસે કલાઉડસ (મેઘમંડળ) નામે એક પ્રહસન લખાવ્યું. આ પ્રહસનનો નાયક **સૉક્રેટિસ**ને બનાવ્યો હતો, અને તે **અથેન્સ**ના યુવકોને બગાડનાર દુર્ગુણનું એક પુતળું છે, એવું ચિત્ર તેમાં આલેખ્યું હતું. આ નાટક રંગભૂમિ ઉપર ભજવાયું તે વખતે આખી નાટકશાળા પ્રેક્ષકોથી ચીકાર ભરાઇ ગઈ હતી. વિચારશક્તિહીન અડધણ બહુજનસમાજને હમેશાં આવી જ કંઇક કરમણુકની જરૂર હોય છે! તેમને અનુકૂળ બોલનાર, તેમની પેઠે વર્તનાર, તેમનાં કૃત્યોને ઉત્તેજન આપનાર, તેમની મૂર્ખતાભરેલી સમજની તરફદારી કરનાર: એકંદરે કોઈ પણ સારી યા નરસી બાબતમાં તેમનો પક્ષ લેનાર તેમનો આગેવાન–તેમનો દેવાધિદેવ એવું તેમને લાગે છે. અને તેથી ઉલટું અંતઃકરણથી એ સમાજનું હિત ઇચ્છી, તેમને અપ્રિય પણ સાચું કહી તેમની આંખો ઉઘાડે તેવા માણસને તે પોતાનો શત્રુ સમજે છે. આવે ''પ્રસંગે બહુજનસમાજના અજ્ઞાનનો લાભ લઈને તેમના દેવત્વને ચોકા, પોતાની પ્રભા ટકાવી રાખવા સારૂ ઍરિસ્ટોફે- ''ટકકાર પાસે સાચા સમાજહિંતચિંતકનાં નિંદ અને તેમાં મહાન્ ધન્યતા માને છે. આવી થાય તો તેનાથી નીચ ઉપાયો આજ્યા: પ્રકારે ફજેતી કરાવવાની બનતી ત્ર ને સર્વ જમાનામાં બનતું

ક જોવા જતો; પરંતુ સાંભળી **સૉક્રેટિસ** . સાથે લઈને ગયો વ્યો છે તે **સૉક્રે**- તમ કરવા સારૂ

તેને સૌ જોઈ શકે તેવી એક જગોએ તે ખેલ પુરો થતાં સુધી ઉભો રહ્યો. ખેલ પુરો થયા પછી કેટલાકોએ સૉક્રેટિસને પુછ્યું કે, "તમારૂં આ ખરાબ ચિત્ર જોઈ તમને ક્રોધ ન થયો ?" તેમને તેણે જવાબ આપ્યો કે, "મને ક્રોધ ન થયો, એટલું જ નહિ, પણ અહીં મળેલા હજારો દેશી ભાઈઓને મેં આજ આનંદની મીજબાની જ આપી, એથી મને બહુ જ સંતોષ થયો." સૉક્રેટિસનો આ જવાબ સાંભળતાં, બીજાનો ઉત્કર્ષ સહી ન શકનારા એ લોકોએ આટલી ખટપટ કર્યા છતાં છેવટે સૂર્ય ઉપર થુંકનારાની પેઠે પોતાની જ ફજેતી થઈ, એમાં આશ્ચર્ય શું ? ''

**સૉક્રેટિસ ન્યાયસભામાં.**

સૉક્રેટિસે પોતાનું બધું આયુષ્ય પોતાના દેશી જનોને અર્પણ કરેલું હોવાથી, પોતાના સંસ્થાનમાં કોઈ અધિકારની જગા તેણે સ્વીકારી નહોતી, કે ઉદરનિર્વાહ માટે બીજો કાંઈ ઉદ્યમ પણ કર્યો નહોતો. તેના કુટુંબનું પાલનપોષણ, નાનપણમાં તેના શિક્ષણને ઉત્તેજન આપનાર, સધન ક્રીટો જ કરતો હતો. અથેન્સના કાયદા પ્રમાણે સૉક્રેટિસને બે વખત ન્યાયસભામાં બેસવાના પ્રસંગ આવ્યા હતા. તે બેઉ પ્રસંગે તેની સદસદ્વિવેક બુદ્ધિમાં આવ્યો તે જ ફેંસલો તેણે સંસ્થાનના કાયદાને અનુસરીને આપેલો. તેના પરિણામે–સત્યવક્તાના ગુણના પ્રતાપે–તેના શત્રુસમુદાયમાં વધારો જ થયેલો.

**સૉક્રેટિસ ઉપર આરોપો.**

તેના શત્રુમના બે કવિ અને એક વક્તાએ અથેન્સની ન્યાયસભામાં સૉક્રેટિસ ઉપર એક ફરિયાદ નોંધાવી. તેમાં સૉક્રેટિસ ઉપર ત્રણ આરોપો મૂકવામાં આવ્યા હતા. પહેલો આરોપ એવો હતો કે, તે સંસ્થાનના દેવોને માનતો નથી; નવા નવા દેવો માનવાનો ઉપદેશ કરે છે, એ બીજો આરોપ, અને તે અથેન્સના યુવકોને બહેકાવે છે, એ ત્રીજો આરોપ હતો. અને આ સર્વે

અપરાધોને માટે આરોપીને મૃત્યુની શિક્ષા થવી જોઈએ, એવી છેવટે માગણી કરવામાં આવી હતી. અત્યારે તેની ઉંમર ૭૦ વર્ષની હતી.

**આરોપોની તપાસણી.**

**અથેન્સ**ની ન્યાયસભામાં પાંચસો સભાસદો બેસતા. એ સભા સમક્ષ પ્રથમ ફરીયાદી પૈકી મિલિટસ નામના કવિએ આર્જવયુક્ત ભાષામાં અને મધુર વાણીથી મીઠું મરચું ભભરાવીને તેની ઉપર મુકેલા આરોપોનું વર્ણન કરી બતાવ્યું. **સૉક્રેટિસ**ના મિત્રોએ આ ફરિયાદનો જવાબ એક ઉત્તમ વકીલ પાસે તૈયાર કરાવ્યો હતો. તે **સૉક્રેટિસ**ને બતાવતાં, તેણે તેની ભાષાની અને તેમાંના મુદ્દાઓની પ્રશંસા કરીને આભારપૂર્વક તે પાછો આપીને કહ્યું, "આજ સુધીનું મારું નિષ્કલંક ચારિત્ર્ય અને મારું સદ્વર્તન એ જ મારો જવાબ છે. બીજો જવાબ આપીને હવે મારે જીવવું એવો ઈશ્વરી સંકેત દેખાતો નથી. હવે મારા જીવવામાં મારું કે મારા દેશનું કંઈ જ હીત રહેલું નથી. વૃદ્ધાવસ્થાને લીધે ઝાંખી પડતી મારી દૃષ્ટિ જો છેક જ બંધ થઇ જાય ને કાન સાંભળતા બંધ પડે તો પછી એવી પરાધીન સ્થિતિમાં જીવીને પણ કરવાનું શું ? મને અન્યાયથી શિક્ષા થશે, અને મારો ન્યાય કરનારાઓના કપાળમાં કાયમને માટે કલંક ચોંટશે. આમ થવાથી લોકો મારા વિશે વિશેષ સહાનુભૂતિ દર્શાવશે, અને મને પોતાનો પ્રગતિ કરનારો શિક્ષક સમજીને તે મારી સ્તુતિ જ કરશે."

**સૉક્રેટિસનો છેવટનો જવાબ.**

છેલ્લી તપાસણીને દિવસે ફરિયાદી પક્ષના સાક્ષી પુરાવા પુરા થયા પછી, ન્યાયાધીશની આજ્ઞાથી **સૉક્રેટિસ** બોલવા ઉભો થયો. તે વખતનું તેનું ભાષણ **પ્લેટો**એ અક્ષરશઃ લખી લીધું. તે "ઍપોલૉજી ઑફ **સૉક્રેટિસ**" ના નામે પ્રસિદ્ધ છે; અને જગતમાંના ઉત્તમ ગ્રન્થોમાં તેની ગણના થાય છે. એ ભાષણ પુરૂં

થયા પછી પાંચસોમાંના ૨૮૧ સભાસદોએ સૉક્રેટિસને અપરાધી ઠરાવીને દેહાન્તદંડની શિક્ષા ફરમાવી. ગ્રીસના તે વખતના કાયદા પ્રમાણે, થયેલી શિક્ષાને બદલે બીજી શિક્ષા માગવાનો હક્ક આરોપીને અપાયેલો હતો. તે પ્રમાણે ન્યાયાધીશે સૉક્રેટિસને તે સંબંધી સવાલ કર્યો, તેના જવાબમાં તેણે જે કહ્યું તેનો સાર બહુ ટુંકામાં આપીએ છીએ.

"મારા દેશી બન્ધુઓ! મને આજે જે શિક્ષા ફરમાવવામાં આવે છે તે માત્ર મારી સ્પષ્ટોક્તિને લીધે જ છે. મને જે સત્ય લાગ્યું તે મેં જણાવ્યું છે. નાની કે મોટી કોઇ પણ વાત મેં તમારાથી છાની મનમાં સંતાડી રાખી નથી; અને તેથી જ મારા શત્રુઓ ઉત્પન્ન થયા છે, ને આજનો આ પ્રસંગ મારી ઉપર આવ્યો છે. તમે પુછશો કે, તારી સ્પષ્ટોક્તિનું પરિણામ તને આ પહેલાં જ સમજાયેલું હોવું જોઇએ, તો તેં તારૂં ધોરણ બદલ્યું કેમ નહિ? આપનો આ પ્રશ્ન બરોબર છે. પણ સાહેબો, મનુષ્યે કોઇ પણ કાર્ય કરતાં તેના સારા નરસાપણાનો જ વિચાર કરવો જોઇએ. તે કરવાથી આપણને સુખ થશે કે દુઃખ; આપણે જીવીશું કે મરીશું, એવો સ્વાર્થનો વિચાર એક ક્ષણવાર પણ મનમાં લાવવો ન જોઈએ. જે કામ આપણે આપણી મેળે સ્વીકાર્યું હોય, તે કરતાં આપણે આપણી બેઆબરૂ સિવાય કશાથી-મૃત્યુથી પણ-બીવાનું કારણ નથી. તમને શિક્ષણ આપવાનું-તમારાં બાળબચ્ચાંઓને જ્ઞાનામૃત પાવાનું પવિત્ર કાર્ય ઈશ્વરે મને સોંપ્યું હતું,-તમને ઠીક લાગે તો મેં મારી મેળે જ તે માથે લીધું હતું એમ કહો-તે મેં ગયાં ત્રીસ વર્ષ-સત્ય સિવાય કશાની પણ પરવા કર્યાં સિવાય-યથામતિ ને યથાશક્તિ કર્યું છે. આવું પવિત્ર કર્તવ્ય હું મૃત્યુ જેવી સામાન્ય બાબતથી ડરીને છોડી દઇશ, એમ તમને લાગે છે? એમ કદી નહિ જ બને! હું શિક્ષણનું કામ આજથી છોડી દેવાનું કહું તો, કદાચ તમે મને જીવતો રહેવા દેવાનું કબૂલ કરશો. પરંતુ હું આપને ખાત્રીથી કહું

છું કે, તમે મને મુક્ત કરશો તે ઘડીથી જ હું મારા એ પવિત્ર કાર્યમાં લાગીશ. વારૂ, મરણ સિવાયની બીજી કઈ શિક્ષા મને પસંદ છે, એમ આપે પુછયું તેનો જવાબ મને યોગ્ય લાગે છે તે હું આપું છું. મને હાંજી હાંજી કરી રાજદરબારી ભાષામાં બોલતાં આવડતું નથી, માટે મારી પદ્ધતિમાં જ કહું છું. મેં મારૂં આખું આયુષ્ય મારા દેશબાંધવોને શિક્ષણ આપવામાં ગાળ્યું છે, એ જ જો મારો અપરાધ ગણાતો હોય, તો એથેન્સ સંસ્થાન તરફથી મારૂં ને મારા કુટુંબનું પોષણ કરીને આ ન્યાયસભાના અધ્યક્ષસ્થાને કાયમ માટે મારી નિમણુક કરવી. મારા ગુન્હાને એ જ શિક્ષા યોગ્ય છે!"

સૉક્રેટિસનું આ ભાષણ સાંભળીને સર્વે સભાસદો બહુ ચીડાયા અને તેમણે તેને વિષ પાઈને ઠાર મારવાનો હુકમ ફરમાવ્યો. તુરંગ તરફ જતાં સૉક્રેટિસ ન્યાયસભા તરફ જોઈને બોલ્યો, "બન્ધુઓ! મારી તમને છેવટની એક વિનંતિ છે. મારા છોકરા સદ્‌ગુણના કરતાં દ્રવ્યને કે બીજા કશાને પણ માન આપે છે એવું તમને લાગે, કે તેમનામાં ન હોય તેવા ગુણનો મિથ્યા ડોળ તે કરતા જોવામાં આવે, તો તે માટે તેમને ક્ષમા ન કરતાં ગમે તે શિક્ષા કરજો. હું હવે મરવા જાઉ છું ને તમે સૌ જીવવા જાઓ! પરતુ જીવવુ ને મરવું એમાં અધિક સુખદાયક કયું છે, તે તો એક પરમેશ્વર જ જાણે!"

આ પછી એક મહિને તેની શિક્ષાનો અમલ થયો. એ મહિનો તેણે તુરંગમાં કેવી રીતે કાઢયો તથા કેવી શાન્તતાથી વિષ પીઈ આતમ-સમર્પણ કર્યું તે આ પછીના સવિસ્તર સંવાદથી સમજાશે માટે હવે તે સંવાદ જ શરૂ કરીએ.



# સૉક્રેટિસનો છેલ્લો સંવાદ

**સૉક્રેટિસ**—ક્રિતો, આજ તમે આટલા વહેલા કેમ આવ્યા વારૂ ? મને લાગે છે કે હજી મળસ્કું જ છે.

**ક્રિતો**—હા, હજી સવાર થયું નથી.

**સૉ૦**—કેટલા વાગ્યા હશે ?

**ક્રિ૦**—સૂર્યોદય થવાનો વખત થયો છે.

**સૉ૦**—જેલના અમલદારે તમને અંદર આવવા દીધા તેનું જ મને આશ્ચર્ય લાગે છે.

**ક્રિ૦**—તે મારા ઘણા પરિચયનો છે. હું તેને આ જેલમાં જ કેટલીક વખત મળ્યો છું; અને તેની ઉપર મારો થોડો ઘણો ઉપકાર પણ થયેલો છે.

**સૉ૦**—તમે હમણાં જ આવ્યા, કે તમને આવ્યાને વધારે વખત થયો ?

**ક્રિ૦**—મને આવ્યાને ઘણો વખત થયો.

**સૉ૦**—ત્યારે તમે આવતાંવેત જ મને કેમ ઉઠાડયો નહિ ?

**ક્રિ૦**—ઘડીક પણ તમારી આંખો મળે ને ચિંતામાંથી થોડોક વખત પણ મુક્ત થાઓ તો સારૂં એવું હું ઇચ્છું છું; તો પછી તમને ઉંઘ આવી હોય ત્યારે હું કેમ જગાડું ? હું જ્યારે આ કોટડીમાં આવ્યો, ત્યારે તમે ભરઉંઘમાં હતા. તે જોતાં મને ઘણો જ અચંબો

લાગ્યો, અને તમારા એ નિદ્રાસુખનો ભંગ કરવાનું મને ઠીક લાગ્યું નહિ. ખરૂં પુછો તો તમારી અને મારી ઓળખાણ થયા પછી તમારી સહનશીલતા અને શાન્તવૃત્તિ જોઈ મને ઘણો જ આનંદ થતો હતો; પણ આજે તમારી ઉપર આ દુર્ઘટ પ્રસંગ આવ્યો છે, છતાં તમારા ચહેરા ઉપર કોઈ પણ પ્રકારની ચિન્તા કે અસ્વસ્થતા નજરે પડતી નથી, તેથી મને ઘણી નવાઈ લાગે છે.

સૉ૦—ક્રિતો, ખરૂં પુછો તો મારા જેવડી ઉમરના માણસે મરણથી બીવું એ ઘણું અનુચિત છે.

ક્રિ૦—હા, પણ હાલમાં તમારી ઉપર જે સંકટ આવ્યું છે તે સંકટમાં તમારા જેટલી ઉમરવાળાને પણ મરણનો ભય ન લાગે એવાં માણસો કેટલાં મળી આવશે વારૂ ? કોઈજ નહિ એમ કહીએ તો-પણ ચાલે.

સૉ૦—તમે કહો છો એ ખરૂં. પણ તે રહેવા દો હવે. આજ તમે આટલા વહેલા–મળસ્કામાં કેમ આવ્યા ?

ક્રિ૦—હું આજ તમને એક દુઃખભરી ખબર કહેવા આવ્યો છું. તેથી તમારી ઉપર કાંઈ અસર નહિ થાય એ જો કે ખરૂં છે, તોપણ મને પોતાને અને તમારાં સગાં તથા તમારા ઇષ્ટમિત્રોને તે શોકસાગરમાં બુડાડી દેશે એમાં શંકા નથી. અર્થાત્ હું એક અત્યંત ભયંકર ખબર કહેવા માટે આવ્યો છું.

સૉ૦—એવી તે શી ખબર લાવ્યા છો ભાઈ ? જે વહાણ દિલાસથી પાછું આવ્યા પછી મારો દેહાન્ત થવાનો તે આવ્યું કે શું ?

ક્રિ૦—તે હજી આવ્યું નથી, પણ સુનિયમથી આજ કેટલાક લોકો અહીં આવ્યા છે તેમને તે વહાણ ત્યાં મળ્યું હતું, અને તે આજ અહીં આવી પહોંચશે એવું તે લોકો કહે છે. તે જે ગાતથી ચાલે છે, તે પ્રમાણે તે આજ અહીં આવી પહોંચશે, એટલે તમારૂં મરણ કાલે આવ્યું જ સમજવું ! તેમાં મિથ્યા થાય નહિ.

સૉ૦—મારે કાલે કેમ ન મરવું એનું કાંઈ કારણ છે કે? ઈશ્વરની ઇચ્છા તેવી જ હોય તો તેમ શા માટે ન થાય? તથાપિ આજ તે વહાણ આવશે એમ મને લાગતું નથી.

ક્રિ૦—એવું અનુમાન તમે શા ઉપરથી કરો છો?

સૉ૦—તે હું તમને કહીશ. વહાણ આવીને દાખલ થયા પછી બીજે દિવસે મારી દેહાન્તની શિક્ષા અમલમાં આવવાની.

ક્રિ૦—હા. જેમને હાથે તે અમલબજાવણી થવાની છે તે એમ કહે છે.

સૉ૦—કાલ સુધી તે વહાણ અહીં આવવાનું નથી એવું એક ઘડી પહેલાં મને સ્વપ્ન આવ્યું તે ઉપરથી હું અનુમાન કરું છું. અને તે સ્વપ્નમાંથી તમે મને જાગ્રત ન કર્યો એ સારું જ થયું.

ક્રિ૦—એ સ્વપ્ન કેવું હતું?

સૉ૦—મેં એક સૌમ્ય અને સુસ્વરૂપ સ્ત્રીને જોઈ એવો મને ભાસ થયો. તેણે શુભ્ર વસ્ત્રો પહેરેલાં હતાં. તે મારી પાસે આવી અને મારા નામથી બોલાવી તેણે મને કહ્યું–"ત્રીજે દિવસે તું રસાળ ફિથિયા દેશમાં જઈશ."

ક્રિ૦—આ ઘણું જ ચમત્કારિક સ્વપ્ન કહેવાય!

સૉ૦—એ સ્વપ્નમાં ઘણો અર્થ રહેલો છે.

ક્રિ૦—તમે કહો છો એમાં શંકા નથી, પણ સૉક્રેટિસ, કૃપા કરીને તમે આ વખતે મારું કહેવું માનો ને અહીંથી નાસી જાઓ મને તો એમ લાગે છે કે, તમે મરશો તો મારા એક સ્નેહીનો નાશ થશે અને એ ખોટ કદી પુરાવાની નથી. એ જો કે ખરું છે, તો-પણ એના કરતાં પણ એક બીજી હાનિ થશે. તે કઈ એમ પુછશો તો, જે તમારા અને મારા સ્વભાવથી વાકેફગાર નથી તે એમ કહેશે કે, હું ખરા વખતે તમને ભૂલી ગયો અને તમારો અત્રેથી છુટકો કરી લેવાનું સામર્થ્ય મારામાં હોવા છતાં મેં તમને છોડાવવામાં મારા

વગવસીલાનો ઉપયોગ કર્યો નહિ. મિત્રના કરતાં મારી પૈસા ઉપર અધિક આસક્તિ છે. એના કરતાં વિશેષ દૂષણ કયું ? અમે સર્વેએ નાસી જવાને આગ્રહથી તમને વિનવ્યા છતાં તમે અમારૂં માન્યું નહિ, એ વાત કોઈને પણ ખરી લાગશે નહિ.

**સૉ૦**—બીજા લોકો શું કહેશે એ સંબંધી આપણે એટલી બધી કાળજી શા માટે કરવી જોઈએ ? જે ડાહ્યા હોય તેમના જાણ-વામાં ખરી સ્થિતિ હોય એટલું બસ નથી કે શું ?

**ક્રિ૦**—પણ સૉક્રેટિસ, બહુ જનસમૂહના વલણ તરફ પણ લક્ષ આપવાની જરૂર છે. કારણ, બહુ જનસમૂહના હાથે નાની જ નહિ પણ ઘણી મોટી હાનિ થાય છે. તેને માટે જોઈએ તો હાલની સ્થિતિ એજ એક મોટું દૃષ્ટાન્ત છે. કોઈક વખત હલકા લોકોએ કોઇ વિષે કાંઈ ગીલ્લો ઉભો કર્યો, કે તરતજ જનસમૂહ ખાઈ પીઈને તેની પાછળ પડે છે.

**સૉ૦**—ક્રિતો, લોકના હાથે અતિશય મોટી હાનિ થાય એવું હું ઇચ્છું છું. કારણ, તેમ થાય તો તેમના હાથે અતિશય મોટો ફાયદો થવાનો પણ સંભવ છે. અને તેમ થાય તો ઘણુંજ સારૂં. પણ લોકના હાથે હાનિ થતી નથી તેમ ફાયદો પણ થતો નથી. કારણ માણસોને ડાહ્યા બનાવવા કે મૂર્ખ બનાવવા એમાંનું કાંઈજ જન-સમૂહને હાથે થવા સરખું નથી.

**ક્રિ૦**—એ બધું મને માન્ય છે, પણ કૃપા કરીને મારા એક પ્રશ્નનો જવાબ આપો. તમે અહીંથી નાસી નહિ જવાનો જે આગ્રહ પકડયો છે, તે હું અને મારા જેવા આપના બીજા સ્નેહીઓને સંકટ-માં ન નાખવા એટલા જ માટે છે કે કેમ? તમે અહીંથી નાસી ગયા પછી અમને સતાવવામાં આવશે એવી તમને બીક લાગે છે કે શું ? નાસી જવાને અમે તમને મદદ કરી એવો આરોપ અમારી ઉપર મુકાઈ અમારૂં સર્વ જપ્ત થશે, અથવા અમારો ભારે દંડ થશે,

અથવા એના કરતાં પણ સખ્ત શિક્ષા ભોગવવી પડશે, એમ તમને લાગે છે કે શું? એવી બીક જો લાગતી હોય તો તમને ઈશ્વરની આજ્ઞા છે કે તમે એ બીક બીલકુલ મનમાં ધરશો નહિ. હમણાં જે દુ:ખો મેં કહ્યાં, તે અથવા તેથી પણ મોટાં સંકટો અમારી ઉપર આવશે તો તે સુદ્ધાં ભોગવવાને તૈયાર થઈ અમારે તમારો છુટકો કરવો, એ અત્યંત સયુક્તિક નથી કે? **સૉક્રેટિસ**, ફરીથી હું એક વખત આપને વિનંતિ કરૂં છું કે આપ મારી ઉપર ભરોંસો રાખો ને મારી સાથે ચાલો.

**સૉ૦**—**ક્રિતો**, તમે જણાવેલા સર્વ વિચારો અને તે ઉપરાંત બીજી પણ અન્ય બાબતો મારા મનમાં ઘોળાય છે, એ હું કબુલ કરૂં છું.

**ક્રિ૦**—હું પ્રાર્થના કરૂં છું કે તમે કશાનો પણ ભય રાખશો નહિ. કારણ, એક તો તમારો છૂટકો કરવાને અહીંના અધિકારી કાંઈ મોટી રકમ માગતા નથી. વળી જે લોકો અમારી ઉપર એવો આરોપ મુકશે એમ તમને લાગે છે, તેમની સ્થિતિ કેટલી દયાજનક છે એ તમે જાણો જ છો. થોડા પૈસા ખરચ્યા કે તેમનાં મ્હોં બંધ થશે. એટલા પૈસા ખર્ચ કરવાની હું એકલો શક્તિ ધરાવું છું. મારી ઉપર બોજો પડે એવા વિચારથી તમને સંકોચ થતો હોય તો આ પરગામી મંડળી તમારે માટે જરૂર પડે તેટલા પૈસા ખર્ચવામાં ઘણો સંતોષ માને છે. **થીબ્સ**થી **સિમિયસ** ઘણી મોટી રકમ લઈને આવ્યા છે. **સીબ્સ** પણ તેટલા પૈસા ખર્ચવા શક્તિવાન છે, અને એવા બીજા પણ કેટલાક ગૃહસ્થો છે. સારાંશ, નાસી જવાની ઇચ્છા ભયને લીધે મનમાં ને મનમાં રહેવા દેશો નહિ. હવે બીજી વાત રહી. તમે ન્યાયાધીશની કચેરીમાં મને કહેલું, કે જો કદી તમે નાસી જાઓ, તો તમને ઉદરનિર્વાહ ચાલવાની હરકત પડે. પરંતુ તમે એ બાબત કાંઈ પણ કાળજી કરશો નહિ. તમે ગમે ત્યાં જશો તોપણ દુનિયાના દરેક ભાગમાં તમે પ્રીતિપાત્ર થશો જ. તમે **થિસલી** દેશમાં જશો તો

ન્યા જે મારા સ્નેહી છે તે તમારી યોગ્યતા પ્રમાણે તમારૂં સન્માન કરશે, અને તમારી દરેક પ્રકારે કાળજી રાખી દરેક બાબતમાં તમારી સંભાળ લેતા રહેશે. વળી, સૉક્રેટિસ, નાસી છૂટવાનો માર્ગ છતાં શિક્ષા કરનારના સ્વાધીનમાં જઈ તમારા શત્રુના મનમાંનો ઇષ્ટ હેતુ ફળીભુત થવામાં તમે જ મદદ કરો છો, એ ઘણા જ અન્યાયની વાત છે. કારણ, શિક્ષા અમલમાં આવવા દેવામાં તમે પોતાનો ઘાત કરો છો. એટલુંજ નહિ, પણ જે બાળબચ્ચાંનું લાલનપાલન અને સુશિક્ષણ તમે કરી શકત તેમને તેમના નસીબ ઉપર છોડી દેવામાં તેમનો પણ તમે ઘાત કર્યા જેવું થશે. તેમની આગળ ઉપર શી દશા થશે તે વિષે તમને કાંઈ પણ પરવા નથી. અનાથ છોકરાંની જેવી દશા થાય તેવીજ તેમની થશે, એમ જણાય છે. પ્રથમ તો સંતતિ ઉત્પન્ન ન કરવી, પણ સંતતિ થાય તો તેનું પાલન પોષણ કરવાની કાળજી રાખવી અને તે માટે મહેનત કરવી જ જોઈએ. આ કામમાં તમે કેવળ બેપીકર અને મૂર્ખપણે વર્તો છો. પણ તમારે ઉદાર અંતઃકરણવાળા માણસને યોગ્ય ગણાય એવા દૃઢ નિશ્ચયથી વર્તવું જોઇએ. વળી આખા જીવનમાં સદ્‌ગુણાચરણ વિષે તમે અભિમાન રાખતા આવ્યા છો. સૉક્રેટિસ, હું તમને નિઃસ્વાર્થપણે કહું છું કે, મને તમારી અને તમારા સગાંવહાલાંની શરમ આવે છે, કારણ અમારી બેપીકરને લીધે તમારો છુટકો થયો નહિ એમ દુનિયા કહેશે. જગતનો પહેલો આક્ષેપ એવો આવશે કે, તમે શરૂઆતમાં જ તપાસ વખતે હાજર થયા એ ભૂલ કરી. અને તપાસ શરૂ થયા પછી તમે પોતાના પક્ષનું સમર્થન કર્યું, એ બીજી ભૂલ. અને સર્વમાં શરમાવનારી વાત વળી એ કે, તમારો છુટકો અમે અહીંથી કરી શક્યા નહિ તેથી બીકણુપણાનો આરોપ જગત્ અમારી પર મૂકશે. સૉક્રેટિસ, હું વિનંતિ કરૂં છું કે, આ સર્વ બાબતોનો આપ વિચાર કરો. જે સંકટ હવે નજીક નજીક આવતું જાય છે, તે દૂર કરવાની તજ-

વીજ જો તમે નહિ કરો, તો અમારી સાથે તમારા નામને પણ કલંક લાગશે. માટે હું વિનંતિ કરૂં છું તે ઉપર લક્ષ આપો. જલદી તમારા મનનો નિશ્ચય કરો. ઠીક, પણ હવે મને સુઝયું. વિચાર કરવાનો વખત જ નથી, હવે બીજો ઉપાય જ રહ્યો નથી. મારા સંકેત પ્રમાણે જ અમલ થવો જોઈએ.

**સૉ૦**—તમારો મારા પ્રત્યે જે પ્રેમ છે તે ઘણો જ પ્રશંસનીય છે એ ખરૂં, પરંતુ તમે જે કહો છો તે ન્યાયપુરઃસર છે કે નહિ એ વિચારવું જોઈએ. જો તે ન્યાય વિરૂદ્ધ હશે, તો જેટલા પ્રમાણથી તે પ્રેમ અધિક તેટલા જ પ્રમાણથી તે ગર્હણીય કહેવાય. તમે કહો છો તે પ્રમાણે કરવું યોગ્ય છે કે નહિ એ પ્રથમ વિચાર કરવો જોઈએ. કારણ, પૂર્ણ વિચાર કર્યા પછી જેમાં ન્યાય જણાય, તેજ કરવું એવો મારો ઘણા દિવસનો રીવાજ છે, એ તમે જાણો જ છો. કિસ્મત ગમે તેટલું પ્રતિકૂળ થાય, તોપણ જે નીતિતત્ત્વો મેં આજ સુધી પાળ્યાં છે, તે હું કદી છોડનાર નથી. માટે તમે મને જે સલાહ આપો છો તેને પુષ્ટીકારક સબળ કારણો હશે તો જ હું તમારી સલાહ સાંભળીશ; નહિ તો સાંભળનાર નથી, એ ખાત્રીથી સમજજો. અને આખું જગત્ જો મારી ઉપર રૂઠે અને નાનાં છોકરાંને જેમ ધમકાવે તેમ મને ધમકાવે અને બમણા વજનની બેડી મારા પગમાં નાખવાની અથવા હું જેને અતિશય શ્રેયસ્કર માનું છું તે લઈ લેવાની કે અતિશય નિર્દયપણાથી મારો જીવ લેવાની મને ધમકી આપવા લાગે, તોપણ હું તલમાત્ર પણ ડગવાનો નથી, એ તમે ચોક્કસ ધ્યાનમાં રાખજો.

**ક્રિ૦**—હવે આ પ્રશ્નની જે મીમાંસા તમે કરવાના તે યોગ્ય પ્રકારે કરવાનો માર્ગ કયો ?

**સૉ૦**—તે કરવાનો ઉત્તમ માર્ગ તો એ જ કે બહુ જનસમૂહના મત વિષે તમે જે બોલતા હતા, તેનાથી જ ફરીથી વિષયનો આરંભ કરવો. એટલે જનસમૂહના મતમાં કોઈ મત ગ્રાહ્ય અને કોઈ ત્યાજ્ય

હોય છે કે નહિ, એ વિષે નિર્ણય કરવો. અથવા એમ કહેવું એજ અણુસમજ છે કે કેમ તેનો વિચાર કરવો. આ બે પૈકી એકનો સ્વીકાર કરવાની જરૂર છે. મારી હાલની સ્થિતિમાં એ તત્વ મને ભિન્ન જણાય છે, કે હું બીજી સ્થિતિમાં હતો ત્યારે દેખાતું તેના જેવું જ મને દેખાય છે, કે તે સર્વ સમયે અને સર્વ પ્રસંગે જેવું ને તેવું જ દેખાય છે, એનો નિર્ણય તમારી સાથે આ પ્રસંગે કરવાની મને ઘણી ઇચ્છા છે; અને એ નિર્ણય જે પ્રમાણે થશે તે પ્રમાણે, તમે જે સૂચના મને કરો છો તે વિષે હું હા કે ના કહીશ.

માણસોના જે અનેક મત હોય છે, તેમાંના કેટલાક ગ્રહણ કરવા જેવા હોય છે અને કેટલાક તજવા જેવા હોય છે, એમ પોતે ડાહ્યામાં ખપવા ઇચ્છતા લોક પ્રતિપાદન કરે છે. ક્રિતો, તમને ઇશ્વરના સોગન છે, તેમનું આ કહેવું યથાર્થ છે એમ તમને લાગતું નથી? માણસની નજરમાં તો તમે કાલે મૃત્યુવશ થશો એમ જણાતું નથી, માટે સંકટમાં સપડાએલા માણસની પેઠે તમારે ભયથી ગભરાઈ જવાનું કારણ નથી. જેથી હું તમને વિનંતિ કરૂં છું કે, તમે આ બાબતનો બરોબર વિચાર કરો. માણસોના સર્વ જ મત બધી વખતે ગ્રાહ્ય હોય છે એમ નથી હોતું, પરંતુ કોઈકિ ગ્રાહ્ય અને કોઇક ત્યાજ્ય હોય છે, એ કહેવું સત્ય છે એમ તમને નથી લાગતું? અને એ જે મત ગ્રહણ કરવાના તે બધાના નહિ પણ કેટલાક મનુષ્યોના જ હોવાના એ પણ તમને ખરૂં લાગતું નથી કે? આ વિષે તમારૂં કહેવું શું છે?

**ક્રિ૦**—એ બધું ખરૂં છે.

**સૉ૦**—છેવટે એટલું તો નિર્વિવાદ છે કે, સારા મતોનો આદર કરવો અને ખરાબ હોય તે છોડી દેવા.

**ક્રિ૦**—એમાં કાંઈ જ શંકા નથી.

**સૉ૦**—એ સારા મત ડાહ્યા માણસોના હોય છે અને ખરાબ મત મૂર્ખાઓના હોય છે, એમ નહિ કે?

ક્રિo—તમે કહો છો તેનાથી બીજાનો સંભવ જ નથી.

સૉo—ઠીક ત્યારે, હું તમને હવે એક પ્રશ્ન પૂછું છું, તેનો ઉત્તર તમે કેવો આપો છો જોઇએ. એક જુવાન માણુસ કસરત શીખે છે, અને તે પોતાનો નવો પાઠ શીખવા સારૂ કસરતશાળામાં આવ્યો છે. હવે તેના ઉસ્તાદે કરેલી તારીફ઼ કે નિંદા તરફ઼ તેણે લક્ષ દેવું, કે બીજો કોઈ માણુસ ત્યાં હાજર હોય તેના બોલવા તરફ઼ લક્ષ આપવું?

ક્રિo—તેના ઉસ્તાદના બોલવા ઉપર જ તેણે લક્ષ આપવું.

સૉo—તો પછી ઉસ્તાદ ગુસ્સે ન થાય તે માટે તેણે બીતા રહેવું તેમજ ઉસ્તાદે કરેલી તારીફ઼નો આનંદ માનવો, અને બીજા લોક શું કહે છે તેની બીલકુલ પરવા કરવી નહિ?

ક્રિo—એમાં કાંઇ સંશય નથી.

સૉo—તો પછી, તે ઉસ્તાદની એટલે તે ડાહ્યા માણુસની આજ્ઞા સિવાય તેણે ખાવું નહિ, પીવું નહિ, કિંવા કાંઈ પણ કરવું નહિ, અને બીજા લોકોના મત પ્રમાણે પણ આચરણ કરવું નહિ?

ક્રિo—હા, તમે કહો છો તે સર્વ ખરૂં.

સૉo—ત્યારે હવે આટલી વાત નક્કી થઈ, એવું માનીને આપણે આગળ ચાલીએ. હવે એવી કલ્પના કરો કે, તે જુવાન માણુસ ગુરૂની આજ્ઞા ન માનતાં અથવા તેની શાબાસીની કે ગુસ્સે થવાની પરવા ન કરતાં બહુજનસમૂહ જે અશિક્ષિત છે તેમની ખુશામતથી છેતરાઇને ગેરવર્તન કરવા લાગ્યો, તો તેથી તેનું અકલ્યાણ થશે કે નહિ?

ક્રિo—એવા વર્તનથી તેનું અકલ્યાણ થવું જ જોઈએ.

સૉo—પણ એવી રીતે તેનું જે અકલ્યાણ થાય તેનું સ્વરૂપ શું? તેનું પર્યવસાન શામાં થાય અને તેના જીવનના કયા ભાગ ઉપર આનું પરિણામ થશે વારૂ?

ક્રિo—આ દુર્વર્તનનું પરિણામ તેના શરીર ઉપર થશે અને તેથી તે નાશ પામશે.

સૉ૦—ઠીક ત્યારે, એ જ વાત સર્વ ઠેકાણે લાગુ ન પડે કે? ન્યાય અન્યાય, પ્રામાણિકપણું અપ્રામાણિકપણું, ખરૂં ખોટું, એ આપણા અત્યારનો વિવાદનો વિષય છે. આવા વિષયો સંબંધમાં જે અભિપ્રાય લેવાનો તે આપણે પુખ્ત, અનુભવી, ડાહ્યા, અને બીજા લોકો કરતાં અધિક માનને પાત્ર એવા ગૃહસ્થોનો લેવો કે બીજાનો લેવો? અને એવા માણસોના અભિપ્રાય પ્રમાણે જો આપણે ન ચાલીએ, તો આપણો પોતાનો નાશ આપણે જ કરી લેવાના કે નહિ? અને જે ન્યાય ઉપર જ અવલંબી રહે છે, જેનું પરિપોષણ ન્યાયથી જ થાય છે, અને જે અન્યાયથી નાશ પામે છે, તેને આપણે બચાવીશું નહિ કે? કિંવા એમ કરવું તદન નિરર્થક છે એમ જ આપણે સમજવું?

ક્રિ૦—મારો અભિપ્રાય આપના મતને મળતો જ છે.

સૉ૦—હવે બરાબર ધ્યાન આપો. આરોગ્યથી જેનું રક્ષણ થાય છે અને દરદથી જે ક્ષીણ થાય છે, તેનો નાશ અશિક્ષિત લોકોના મત પ્રમાણે વર્તવાથી થાય છે એમ છે, તો તેનો એટલે શરીરનો કિંવા જે બીજું કાંઈ તત્વ છે તેનો નાશ થયા પછી આપણે જીવીશું કે?

ક્રિ૦—ના.

સૉ૦—શરીર સડીને નાશ પામે એટલે આપણે જીવતા રહીએ?

ક્રિ૦—ખચીત નહિ.

સૉ૦—જે ન્યાય ઉપર અવલંબીને હોય છે અને જે અન્યાયથી નાશ પામે છે, તે નષ્ટ થયા પછી આપણે જીવતા રહીશું? કિંવા એ જે તત્ત્વ (તેનું નામ કાંઇ પણ હોય)—જેનો ન્યાય અને અન્યાય એજ વિષય છે—તે શરીરના કરતાં ઓછી યોગ્યતાનું સમજવું કે શું?

ક્રિ૦—બીલકુલ નહિ.

સૉ૦—તો પછી તેની યોગ્યતા શરીર કરતાં વધારે છે?

ક્રિ૦—ઘણી જ વધારે.

સૉ૦—ત્યારે, ક્રિતો, લોકો શું બોલે છે એ વિષે આપણે પરવા કરવી ન જોઇએ. ન્યાય કયો અને અન્યાય કયો એ બરોબર રીતે જેને સમજાય છે, તેના જ મત માટે આપણે ફીકર રાખવી, અને એ જ મત તદન સત્ય હોય છે. આ ઉપરથી તમારા ધ્યાનમાં આવ્યું જ હશે કે, ન્યાય અન્યાય, ખરૂં ખોટું, પ્રામાણિકપણું અપ્રામાણિકપણું, વગેરે બાબતોમાં લોકમતનો આદર કરવો એવું તમે જે પ્રથમ કહ્યું તે બરોબર નથી. આ ઉપર કોઇ એવી શંકા કરશે કે, જો આપણે લોકમતને માન ન આપીએ તો લોક આપણને જીવતા મારી નાખશે !

ક્રિ૦—એવો આક્ષેપ આવે એમાં કાંઈ શંકા નથી.

સૉ૦—તે પણ ખરૂં છે; પણ આપણે હમણાં જે બોલતા હતા, તેનું સ્વરૂપ આ આક્ષેપથી બદલાતું નથી, તે તત્વ અબાધિત જ છે. કારણ કેવળ જીવન જ આપણને સ્પૃહણીય નથી, પણ સદ્ગુણમય જીવનની આપણે સ્પૃહા કરવી જોઈએ.

ક્રિ૦—એ સિદ્ધાન્ત નિર્વિવાદ છે.

સૉ૦—પણ એ સદ્ગુણમય જીવન એટલે ન્યાય અને પ્રામાણિકપણે વર્તવું એમ નહિ કે ?

ક્રિ૦—હા.

સૉ૦—ઠીક ત્યારે. આ વિવાદ આગળ ચલાવીએ તે પહેલાં જે તત્ત્વો તમે હમણાં કબૂલ કર્યાં, તેના અનુરોધથી હાલના વિષયનો વિચાર કરીએ. એટલે **અથીનિયન** લોકની પરવાનગી સિવાય **અથેન્સ** શહેર છોડીને મારે જવું એમાં ન્યાય કે અન્યાય થાય છે એ પ્રથમ જોઈએ. જો તે ન્યાયયુક્ત ઠરે તો તેમ કરવા માટે આપણે અતિશય ખટપટ કરવી જોઈએ, પણ જો તે ન્યાયયુક્ત ન ઠરે તો તે વિચાર આપણે છોડી દેવો જોઈએ. પૈસો, કીર્તિ, બાળબચ્ચાં, વગેરે બાબતોનો અપ્રબુદ્ધ લોકો ઉપર કાબુ હોય છે, અને એ જ લોકો માણસનો પહેલાં જીવ લે છે; અને જો શક્ય હોત તો તે મરેલા માણસનું

પુનરૂજ્જીવન કરવાની ઇચ્છા પણ તેમણે કરી હોત. પરંતુ તમારા મારા જેવાના વિચારોની દિશા જુદી છે. તેમણે લાંચ આપવી અને નાસી જવાની સગવડ કરી આપ્યા બદલ બીજાનો ઉપકાર આપણી ઉપર કરી લેવો, એ ન્યાય ગણાય કે નહિ, અને એવું કરવામાં પૈસા આપનાર અને લેનાર બંને અન્યાય કરે છે કે કેમ એ તરફ લક્ષ આપવું જોઇએ. એમ કરવું અન્યાયનું હોય, તો એ મુદ્દા ઉપર બહુ વિચાર કરવાનું કારણ નથી. કારણ કે, અહીંયાં રહીને મરવું એ, મરણના કરતાં પણ જે અધિક ભયંકર છે તે સહેવા કરતાં સારૂં.

**ક્રિ૦**—સૉક્રેટિસ, તમારૂં કહેવું બરાબર છે; પણ એ કેવી રીતે બનશે તે આપણે જોઈએ.

**સૉ૦**—આ મીમાંસા કરવામાં તમે અને હું એકમેકના સહાય્યકારી છીએ. જો કાંઈ મહત્વનો ઉત્તરપક્ષ હોય, તો હું પૂર્વપક્ષ કરૂં ત્યાંરપછી તમારે તેનું ખંડન કરવું, એટલે હું તમારૂં સાંભળીશ. જો તેમ કાંઈ નહિ હોય તો અથાનિયન લોકોની પરવાનગી સિવાય અહીંથી જતા રહેવાનો તમારાથી મને આગ્રહ કરાય નહિ. તમે મારૂં સમાધાન કરશો તો મને ઘણો જ સંતોષ થશે. પણ મારા મનની ખાતરી થયા સિવાય હું તમારૂં બીલકુલ સાંભળવાનો નથી. મીમાંસા કરવાની મારી આ રીત તમને પસંદ છે કે નહિ, એ તરફ લક્ષ આપો અને મારા પ્રશ્નનો ઉત્તર આપવા બને તેટલો યત્ન કરો.

**ક્રિ૦**—હું તેમ કરીશ.

**સૉ૦**—કોઈ પણ વ્યક્તિની સાથે આપણે અન્યાયથી વર્તવું ન જોઈએ એ ખરૂં છે? અથવા કોઈને થોડો અન્યાય કરીએ તો ચાલે, પણ બીજા કોઈની સાથે માત્ર તદ્દન ન્યાયથીજ વર્તવું જોઇએ, એમ છે? જેટલો અન્યાય કહેવાય તે બધો ખરાબ છે અને તે અપ્રામાણિકપણું છે, એ સર્વાંશે સત્ય નથી કે? અથવા આજસુધી જે જે ઉત્તમ વિચારો બોલતા આવ્યા, તે બધા થોડા દિવસમાં જતા રહ્યા?

અને ક્રિતો, એ શક્ય છે કે, આપણા જેવા પ્રૌઢ માણસોએ ગંભીરાઇથી ઠરાવેલા સિદ્ધાન્ત માત્ર છોકરાંની રમત પ્રમાણે ફરે, અને આપણે વસ્તુતઃ તેવી સ્થિતિ તેની કરીએ છીએ તેની સુદ્ધાં આપણને જાણ ન પડે? લોકો ફાવે તે બોલે, દૈવ અનુકૂળ હોય કે પ્રતિકૂળ હોય, પણ આપણે જે બોલતા આવ્યા તે જ ખરૂં. દરેક પ્રકારનો અન્યાય શરમાવનારો અને ઘાતકી છે, એ જે સત્ય તત્ત્વ છે તેને વળગી રહેવું એ આપણું કર્ત્તવ્ય નથી કે?

ક્રિ૦—એમાં કાંઇ અંદેશો નથી.

સૉ૦—ત્યારે લેશમાત્ર પણ અન્યાય વર્જ્ય કરવો ન જોઇએ?

ક્રિ૦—હા, તેમાં સંદેહ નથી.

સૉ૦—લેશમાત્ર પણ અન્યાય કરવો નહિ એમ જો છે, તો પછી આપણી સાથે અન્યાયથી જે વર્તે, તેમની સાથે પણ આપણે ન્યાયથી વર્તવું ન જોઈએ? તેમજ આપણી સાથે જે અન્યાયથી વર્તે છે, તેમની સાથે અન્યાયથી વર્તવું એવું સામાન્ય લોકોનું જો કે કહેવું છે, તો પણ આપણે તેમની સાથે ન્યાયથી વર્તવું ન જોઈએ?

ક્રિ૦—હા, તમે કહો છો તેમ જ મને લાગે છે.

સૉ૦—ઠીક, આપણે બીજાને અપકાર કરવો કે નહિ?

ક્રિ૦--આપણે કોઇનું પણ ભુંડું ન કરવું એમાં સંદેહ નથી.

સૉ૦--લોકોના કહેવા પ્રમાણે અપકાર કરનારનો બદલો અપકારથી વાળવો એ ન્યાય ગણાય કે અન્યાય?

ક્રિ૦--એમાં ઘણો જ અન્યાય છે.

સૉ૦--ત્યારે પછી અન્યાય અને અપકાર એમાં ભેદ નથી?

ક્રિ૦--તમારૂં કહેવું મને માન્ય છે.

સૉ૦--તો પછી બીજો આપણી સાથે ગમે તેમ વર્તે, પણ આપણે તેને લેશમાત્ર અન્યાય કે અપકાર કરવો ન જોઈએ. પણ ક્રિતો, એટલી એક બાબત તમે કબૂલ કરવાની સાથે તમારા આશય

વિરૂદ્ધ તમારૂં બોલવું થાય છે કે કેમ, એ તરફ લક્ષ આપો. કારણ તમે જેટલી વાત કબૂલ કરો છો તેટલી પણ કબૂલ કરનારા લોક થોડા જ મળી આવશે, અને આ મુદ્દાપર જેમનો મતભેદ છે તેની એકવાકયતા કદી પણ થાય નહિ. એટલુંજ નહિ, પણ મતવિરોધ ઉપરથી વ્યક્તિવિરોધ ઉપર મજલ જાય છે. એટલા માટે મારા મત પ્રમાણે જ તમારો મત છે કે નહિ, એ વિષે પૂર્ણ વિચાર કરો. અને અપકારને પ્રત્યપકાર કરવો નહિ, કિંવા જે આપણી સાથે અન્યાયથી વર્તે છે તેમની સાથે પણ આપણે અન્યાયથી વર્તવું નહિ, એ તત્વ ઉપર આપણા વિવાદની ઇમારત આપણે રચવાની છે. મારા પોતાના સંબંધમાં પૂછતા હો તો હું આજ સુધી એ જ તત્વને પકડીને ચાલતો આવ્યો છું, અને એ જ પ્રમાણે ભવિષ્યમાં પણ વર્તીશ. તો તમે તમારો મત ફેરવ્યો કે કેમ? ફેરવ્યો ન હોય તો હું હમણાં જે કહુ છું, તે તરફ ધ્યાન આપો.

ક્રિ૦—મારૂં પુરેપુરૂં ધ્યાન છે.

સૉ૦—ઠીક ત્યારે, કોઈ માણસે કાયદેસર રીતે કાંઈ વચન આપ્યું હોય તો તે તેણે પાળવું કે નહિ?

ક્રિ૦—તે પાળવું એ તેની ફરજ છે.

સૉ૦—અથીનિયન લોકોની સંમતિ સિવાય જો હું અહીંથી જતો રહું, તો મેં કેટલાક લોકનો અપકાર કર્યો એમ નહિ થાય કે? અને ખાસ કરીને જેમણે મારૂં કાંઇજ બગાડયું નથી, તેમની સાથે હું ગેરવર્તન કરૂં છું એમ નહિ કહેવાય કે? કિંવા આ બાબતમાં સર્વની સાથે જે વર્તન ન્યાયનું ગણાય એવી રીતે વર્તવું એમ તમને લાગે છે?

ક્રિ૦—મને તમારા પ્રશ્નનો અર્થ જ સમજાયો નહિ, તેથી તમને શું જવાબ આપવો તેની મને ગમ પડતી નથી.

સૉ૦—ઠીક ત્યારે હવે બરોબર ધ્યાન દ્યો. આપણે એવી કલ્પના કરીએ કે, આપણે અહીંથી નીકળવાના અથવા નાસી જવાના વિચારથી રસ્તે પડયા, અને અહીંના પ્રજાસત્તાક રાજ્ય અને કાયદાએ મનુષ્યનાં રૂપ ધારણ કરી રસ્તામાં આપણને અટકાવીને પ્રશ્ન પુછયો કે, "અહો સૉક્રેટિસ, તમે આ શું કરવા લાગ્યા ? તમે જે વિચાર કર્યો તેનો અમલ કરવો એટલે કાયદા અને આ રાજ્યનું અપમાન કર્યું નહિ કહેવાય ? જે શહેરમાં ન્યાયનું બળ નષ્ટ થયું હોય, એટલુંજ નહિ, પણ ન્યાયનો ભ્રંશ થઈ તેની પાયમાલી થાય છે તે શહેર કાયમ રહેશે કે ?" આ અને આવીજ તરેહના બીજા પ્રશ્નો આપણને પુછે, તો તેના જવાબ આપણે શું આપી શકીશું ? એક વખત શિક્ષા ફરમાવવામાં આવી એટલે તેનો અમલ થવોજ જોઈએ એવો જે કાયદો છે, તેની પાયમાલી કર્યા બદલ કોઈ વક્તા આપણી ઉપર શું શું દૂષણ મૂકશે ? સરકારે ન્યાય બરોબર ન કર્યો અને વિનાકારણ શિક્ષા કરી એવો જવાબ દેવો કે ?

ક્રિ૦—એવો જવાબ બેધડકપણે આપવો.

સૉ૦—એ ઉપરથી જે મૂર્તિમંત કાયદા આપણને અટકાવવા આવ્યાની કલ્પના આપણે શરૂઆતમાં કરી તે શું કહેશે વારૂ ? શું તે કાયદા એમ નહિ કહે કે, "સૉક્રેટિસ, પ્રસિદ્ધપણે તપાસ થવા માટે અમારી સાથે કબુલાત કરી છે એ વાત ખરી નથી ?" અને પ્રશ્ન પુછાયાથી આપણે જો વિસ્મયતા બતાવી તો તે કાયદા કદાચિત્ પછી એમ કહેશે—"સૉક્રેટિસ, વિસ્મય થવાનું કારણ નથી, અમારા પ્રશ્નનો જવાબ દે. કારણ પ્રશ્નનો ઉત્તર આપવા માટે તો તારો પણ હંમેશાં આગ્રહ હોય છે. ત્યારે સરકાર અને અમારી સાથે તારી શું તકરાર છે તે કહે. કારણ, તું સરકારને અને અમને પણ તરછોડી દેવા પ્રવૃત્ત થયો છે. તને જન્મ આપવામાં અમે કારણભૂત થયા નથી ? અમારે લીધે તારો બાપ તારી મા સાથે પરણ્યો અને તેનાથી

તારો જન્મ થયો. લગ્ન સંબંધી જે કાયદા કર્યા છે, તેમાં તું કયો દોષ કાઢે છે તે કહે ?" જવાબમાં હું કહીશ કે "તેમાં મને જરા પણ દોષ જણાતો નથી." "બાળબચ્ચાંના પાલણપોષણ અને શિક્ષણ સંબંધી જે કાયદા અમે કર્યા અને જે કાયદાના અમલ નીચે તારા બાપે તને શારીરિક તથા માનસિક શિક્ષણ આપ્યું, તે કાયદા યોગ્ય છે કે નહિ ?" આ ઉપર હું જવાબ આપીશ કે, "તે તદન નિર્દોષ છે." "તો પછી તારો જન્મ, પોષણ અને શિક્ષણ એ સર્વે અમારા અધિકારથી થયાં, ત્યારે તારા બાપની પેઠે તું પણ અમારો બાલક અને અમારી પ્રજા છે. અને જ્યારે એમ છે ત્યારે તું અમારી બરોબરી કરવા ધારે છે ? અને જે શિક્ષા અમે તને કરી છે, તે જ ઉલટી અમને કરવાનો તને અધિકાર છે કે જ્યારે અધિકારનો પ્રત્યપકાર કરવાનો અધિકાર મારાથી તારા બાપ ઉપર કે શેઠ ઉપર ચલાવી શકાતો નથી, ત્યારે તારા દેશના તેમજ તારા દેશના કાયદાની વિરૂદ્ધ ચલાવવાને તું કેમ ધારે છે ? અને તારી મજલ તો એટલે સુધી પહોંચી છે કે, અમે તને જાનથી મારવાનો પ્રયત્ન કરીએ, તો અમારી અમલ બજાવણી ન થવા દેવાની ખટપટ કરીને તારા દેશ અને તારા દેશના કાયદાનું સત્યાનાશ કરવા તું તૈયાર થયો છે. તું પોતાને ખરા સદાચરણનો નિસ્સીમ ભક્ત કહેવડાવે છે, અને એમ છતાં પણ જે રીતે તું હમણાં વર્તે છે, તે ન્યાયપુરઃસર છે એમ તું કહી શકે છે ? તારા બાપ, તારી મા, તારાં સગાં એના કરતાં પણ પરમેશ્વરની તેમજ માણસની દૃષ્ટિએ પણ તારો દેશ તને અધિક માન્ય અને અધિક પૂજ્ય નથી કે ? બાપ ગુસ્સે થાય ત્યારે તેની પ્રકૃતિ સંભાળવું તેમજ તેનું બોલવું શિરસાવંદ્ય કરી તેને માન આપવું, તેના કરતાં પણ અધિક નમ્ર વૃત્તિ તારે દેશ પ્રત્યે રાખવી ન જોઇએ કે ? તારે ઉપદેશ કરીને દેશને યોગ્ય રસ્તે દોરવો જોઇએ. અને દેશનો હુકમ માન્ય કરીને જે જે શાસન તને થાય તેને નમ્રપણે તાબે થવું એ યોગ્ય

નથી ? તારા દેશે તને ફટકાની શિક્ષા કરી, કે બેડી પહેરાવી જીવ આપવા લઢાઇમાં મોકલ્યો, તો તારે તે વગર વાંધે કબૂલ કરવું જોઈએ. તારાથી ખભા ઉપરની ધુરા ફેંકી દેવાય નહિ, કિંવા પ્રસંગ આવતાં ડગમગાય નહિ, કે જે કામગિરી તને સોંપવામાં આવી હોય તે મુકાય નહિ. લશ્કરમાં કે કેદખાનામાં દરેક ઠેકાણે તારે કાં તો સ્વદેશની આજ્ઞા પાળવી જોઈએ, કે સદુપદેશવડે સ્વદેશને મદદ કરવી જોઈએ. બાપ ઉપર કે મા ઉપર હાથ ઉગામવો એ જો મહા પાતક છે, તો સ્વદેશ પ્રત્યે આવી રીતે વર્તવું એ તેના કરતાં પણ વધારે પાતક છે. ક્રિતો! આનો શો જવાબ આપવો ? કાયદાના આ શબ્દોમાં જે સત્ય છે, તે તો સત્કારવુંજ પડશે ને ?

ક્રિ૦—બેશક.

સૉ૦—વળી તે કાયદો એમ પણ સૂચવશે કે, "સૉક્રેટિસે આદરવા માંડેલું કામ અતિ અન્યાય ભરેલું છેઃ દલિલ દેખાડશે કે સૉક્રેટિસનો જન્મ, પાલણ–પોષણ, વિદ્યાભ્યાસ વગેરે અમારા વડેજ દીપી આવ્યાં છે, અર્થાત્ અમારા વડે ત્હારૂં જે જે પ્રકારનું હિત થવા જેવું હતું, તે સૌ અમે કર્યું, નગરવાસીઓએ પણ તેમજ કર્યું છેઃ સ્વતંત્ર વિચારના પરિણામે જેને આ રાજ્યના કાયદા–કાનૂન કે રીતભાત ન ગમે, તેને પોતાની માલમિલકત લઈ વિદેશમાં વસાયત કરવા દેવાની છૂટ છે, અને તેમ કરવામાં તેને કાયદાનો બાધ નડે નહિ; પણ તેથી ઉલટું, એટલે આ રાજ્યની ન્યાયપદ્ધતિ, અને રાજ્યનીતિ વિષે પૂર્ણ વિચાર કર્યા પછી પણ જે કોઈ અહીં રહે, તે રહેનારે કાયદાના સર્વ નિયમોને માન આપીને વર્તવાની તેની ફરજજ છે. ફરજનો અનાદર કરનાર ત્રણ પ્રકારના દોષને પાત્ર ઠરે છે. તે ત્રણ પ્રકારના દોષ આ પ્રમાણેઃ—

( ૧ ) જેના વડે તેનો જન્મ થયો, તેની આજ્ઞા લોપ્યાનો દોષ, ( ૨ ) જેણે ત્હેને વિદ્યાદાન દીધું તેની અવજ્ઞા કર્યાનો દોષ,

( ૩ ) અને અમારી સામે વિશ્વાસઘાત કર્યાનો દોષ. કેમકે અમારી આજ્ઞા પ્રમાણે વર્તવાનું કબૂલ કર્યા છતાં જો અમારાથી કશું અન્યાયનું કામ થાય તો તેના પર અમારૂં લક્ષ નહિ ખેંચતાં મૂગે મોઢે અમને ઠગવા જેવું કરવું એ સ્વરૂપ વિશ્વાસઘાતનુંજ ગણાય, કેમકે અમારી આજ્ઞા પાળવા જો કે અમારૂં કોઇ પર દબાણ નથી. અને કાં તો અમારો હુકમ પાળવો, કિંવા સલાહશાન્તિથી આપવા યોગ્ય સૂચનાઓ આપતાં, અમારાથી થતી ભૂલો પ્રદર્શિત કરી અમને વ્યવસ્થિત બનાવવાની યોજના યોજાયલી છે, તો પછી ઉપર દર્શાવેલી કોટિના માણસને જ્યારે નહિ આ કે નહિ તે—કશુંજ માન્ય ન હોય ત્યારે તો સૉક્રેટિસ, અમારે એટલુંજ કહેવું જોઇએ કે, ઉદ્‌ભવેલા ત્હારા સ્વતંત્ર વિચારને અમલમાં મૂકતાં તું આ ત્રણે આરોપને પાત્ર થઇશ. બલ્કે કોઇ સામાન્ય માણસના આવા આચરણથી વિશેષ દોષપાત્ર ગણાઇશ. ”

બીજા કરતાં વિશેષ દોષપાત્ર ગણાવાનું પ્રયોજન પૂછતાં તે કહી શકે, કે દર્શાવેલી બધી બાબતો મેંજ સારી રીતે સ્વીકારી હતી. અને બેશક, જો આમ બને, તો પછી મારે તો અવાક્જ રહેવું પડશે ! કેમકે તેજ એમ કહેશે કેઃ—“ તું અમારા પ્રત્યે તેમજ રાજ્યવ્યવસ્થા પ્રત્યે અતિ માન અને ભક્તિથી જોતો હતો. કોઇ બીજા પ્રદેશ કરતાં આ શહેર વધારે રૂચિકર ન હત તો તું અહીં રહી શકેજ નહિ.” આવી દલિલથી તે પોતાની ઉપરોક્ત માન્યતા દઢ કરી દેખાડે અને રૂચિકરપણું એટલે દરજ્જે કહી બતાવે કે, “ ઓરસ કે યાત્રા કરવા એક વારથી વધારે વાર બહાર ગામ ગયો ન હતો. ” અને તે વાસ્તવિક છે કે જ્યારે જ્યારે અથીનિયન લોકે સ્વારીઓ કરેલી, ત્યારે ત્યારેજ માત્ર આ શહેર તજીને હું બહાર ગયેલો. વળી કહેશે કે, બીજા લોકોની પેઠે ત્હેં દરિયાની સફરો કરી નથી. સિવાય બીજાં શહેર જોવાની, તે શહેરોના કાયદા-કાનૂનો જાણવાની, વગેરે કશી

જીજ્ઞાસા સરખી જણાવી નથી. કેમકે અમારા પ્રત્યે તેમજ અહિંના રાજ્યશાસન પ્રત્યે તું સંપૂર્ણ સંતોષ અને સ્નેહ ધરાવતો હતો; વળી, કોઇ અન્ય શાસનપ્રથા કરતાં આ રાજ્યશાસન સાથે અમે પણ મળતા છીએ તેમ સમજી અંતઃકરણપૂર્વક ત્હેં અમારી પસંદગી કરેલી છે, તે ઉપરાંત અમારા ઠરઠરાવો પ્રમાણે અનુસરવાની પ્રત્યેક પ્રસંગે ત્હેં ત્હારી ઇચ્છા બતાવી છે. વળી, મને થયેલી સંતતિને પુરાવા દાખલ ગણી, શહેર પ્રત્યેની પ્રીતિ માટેનું અનુમાન દ્રઢતર બનાવી શકશે. અને કહેશે કે, એક છેવટની વાત કહેવાની તે એ કે, આવેલા આ અંતિમ પ્રસંગે પણ હાલ જે વાત તું અધિકારી વર્ગની રજા સિવાય કરવાનું કહે છે, તે તેમની પરવાનગીથી કરી શક્યો હત. મતલબ કે ત્હને આ રાજ્યની હદ બહાર જવાની વાંચ્છના હતી તો તેજ શિક્ષા ત્હને થવાનો સંભવ હતો. તથાપિ તે વખતે ત્હેં કેટલું ધૈર્ય ધર્યું હતું અને મરણ માટે કેટલી નિસ્પૃહા દર્શાવેલી! હદપાર થવા કરતાં મરણને બ્હેતર માનવાના શબ્દો તું બોલ્યો! પણ હવે તું પ્રભુતાભર્યા તે સૌ શબ્દો સાથે વિસ્મૃત થયો, અને કાયદા વિષે એટલો તો નિસ્પૃહ બની ગયો છે કે તેને છેકજ કોરાણે કરી દેવા લલચાયો છે! અમારા નિયમ પ્રમાણે વર્તવા વાસ્તે 'તહનામા' પર સહી કરી આપ્યા પછી, તું એક તુચ્છ ગુલામ માફક નાશભાગ કરવાની જોગવાઈ ઉતારે છે. અમારી કને ત્હેં 'તહ'* કર્યો, અને તે પાળવા સારૂ મ્હોંથી વચન આપ્યું: આજ સુધી વચન પ્રમાણે વર્તન પણ થયું છે. આ બધી કહેલી બાબતો ખરી છે કે કેમ, તેનો જવાબ આપ." ક્રિતો! આનો મ્હારે શો જવાબ વાળવો? સઘળુંજ યથા-યોગ્ય છે એમ કબૂલ્યા સિવાય બીજો કોઇ ઇલાજ છે?

ક્રિ૦—નહિજ.

સૉ૦—પછી કાયદો મોખરે ધરી તે એમ કહેવા માંડશે કે,

---

* કરારનામું.

આજનું ત્હારૂં વર્તન, અરસપરસ થયેલા તહને તોડવા પુરતું છે. બળાત્કારે કે ફસાવીને તહનામા પર સહી કરાવ્યાનો આરોપ ઢોળાય-જ નહિ; અથવા મ્હને તે કાયદા નહોતા ગમ્યા, .તો તે સંબંધી વિચાર કરવા માટે મ્હને મ્હારી સીત્તેર વર્ષની વય સુધી તક મળી હતી: અર્થાત્ કાયદા પસંદ ન પડયા હોત ને કોઈ બીજા દેશમાં જઈ વસવું હોત, તો તેમ બનત. તથાપિ તેમ કર્યુંજ નથી. તે કહેશે કે, લાસિદીમન અને ક્રીતના કાયદા–કાનૂન સારા છે એવી જો કે તું તારિફ કરતો હતો, તથાપિ ત્યાં કે બીજા કોઈ ગ્રીક શહેરમાં અથવા પરદેશમાં જઈને તું વસ્યો નથી. આંધળા અને પાંગળા જેવા માણસો ત્હારા કરતાં વધારે વાર પરગામ ગયા હશે: અને એજ આ શહેર ત્હને પ્રિયકર નિવડયા માટેનો નિરૂત્તર પુરાવો છે. વળી જે કારણને અંગે આ શહેર ત્હને પસંદ પડયું તેને અંગે અમે પણ ત્હને પસંદ-જ પડયા એ સ્પષ્ટ છે; કેમકે જયાંના કાયદા–કાનુન પસંદ ન હોય ત્યાં રહેવાનું કોઇ પસંદ કરે નહિ. આમ છતાં તું કરાર તોડવા તૈયાર થયો છે, તો સૉક્રેટિસ! અમારી સલાહ જો ત્હારે સાંભળવી હોય, તો તું ત્હારો પોતાનો કરાર પાળ અને ન્હાસી જઇ લોકનિંદાને પાત્ર થા માં. જે વિચાર ત્હને ઉદ્ભવ્યો છે, તેને આચારમાં મૂક-વાથી ત્હારૂં કે ત્હારા મિત્રોનું શું શ્રેય થવાનું છે? આથી તો ઉલટું સંકટ આવવાનો સંભવ છે. તેમને હદપાર થવું પડશે, કે તેમની માલ મિલ્કત જપ્ત થશે. સાથે ત્હારી દશા શી થશે તે સહસા સમજી શકાય એવું છે. ધાર કે અહીંથી ન્હાસીને તું થીબ્સ કે મેગારા શહેરમાં જશે, તો ત્યાંના રાજયની ઉત્તમ વ્યવસ્થા આગળ તે પ્રજામાં તું શત્રુ લેખાશે. વળી જે ન્યાયાધીશે ત્હારા ઉપરના આરોપની સુ-નાવણી કરી છે ત્હેને માટે ત્યાંની પ્રજાનો સારો મત છે એ માત્ર દઢતર થશે, અને ત્હને થયેલી સજા યોગ્ય હોવાનો તેમનો મત બંધાશે. કેમકે કાયદાને લોપી જનારો માણુસ, યુવાન અને અશિક્ષિત

લોકોની બુદ્ધિને બેશક ભમાવેજ, આવી સહસાજ તેમની સમજ થશે. અને તું આ ઉત્તમ રાજ્યવ્યવસ્થાવાળા સ્થળે જવાનોજ નથી ? અથવા ત્યાંની નીતિમાન પ્રજાની સભામાં ભાગ નથીજ લેવાનો ? ઠીક; તેમ હોય તો તે વાત બાજૂપર મૂકીએ. વારૂ, તું ત્હારી આ-જીવિકાનો નિભાવ શી રીતે કરી શકીશ ? આવી કફોડી સ્થિતિમાં મ્હોં બતાવવાની તારી હિમ્મત ચાલશે ? અથવા તું ત્યાં જાય, તો-પણ તેમને કહેવાનું શું ? સદાચરણ અને ન્યાયથી વર્તવું, કાયદા–કાનૂનને માન આપી વ્યવહાર ચલાવવો, એવોજ ઉપદેશ ત્યાં આપીશ ને ? અને આ ઉપદેશ નિતારતાની સાથેજ તું કેટલો હાસ્યાસ્પદ ઠરવાનો ? પણ કવચિત્ એ શહેરમાં સ્વલ્પ જીવન ગાળ્યા પછી તું થિસલીદેશમાં ક્રિતોના સ્નેહીઓ ભણી જવાનો ઇરાદો રાખે; કેમકે ત્યાંની રાજ્યવ્યવસ્થા અવ્યવસ્થિત છે, તેમ ત્યાંની નીતિમત્તા પણ ઉતરતી છે. ન્હાસી જનારા લોકો જેમ વારંવાર જુદા જુદા વેશ બદલી જાય છે તેમ તું પણ કેવો કેવો પોષાક પલટાવીને ત્યાં ગયો, એ હકીકત જ્યારે ત્યાંની પ્રજાને જણાશે ત્યારે તે અટ્ટહાસ્ય કરશે, અને પછી લોકોક્તિ ઉડશે કે–" આ બુઢ્ઢો જૂવો ! એનાં હાડ, માંસ ગળી ગયાં છતાં એ જીવવાની આશાએ પોતાના દેશના સર્વમાન્ય કાયદાનો અનાદર કરી ઝાંખું જીવન ગાળવા અહીં ન્હાસી આવ્યો છે ! " કોઇનું કાંઇ તેં અનિષ્ટ નહિ કર્યું હોય છતાં લોકો આવી આવી અનેક અફવાઓ ઉરાડશે. વળી કોઇ એવું કારણ મળી ગયું તો રજનું ગજ કરી કેવી કેવી વાતો ઉપજાવી કાઢશે, અને તેના પરિણામે હાજી હા ભણી મુગે મ્હોડે સૌની ખુશામત કરવાનો ત્હારે પ્રસંગ સંપાદવો પડશે. સૌને નમતા રહેવું પડશે તે જુદું. કેમકે તેમ કર્યા સિવાય છૂટકોજ શો ? અને વળી ત્યાં જઇને કેવળ ખાનપાનમાંજ તારૂં જીવન વહન થવાનું હતું ? તેમ થાય તો પછી ત્હારાં ન્યાય અને સદ્‌ગુણનાં મધુર, રસિક અને ઉંડાં ઉંડાં ભાષણોની શી સ્થિતિ ? વારૂ, ત્હારાં

સંતાનોની ઝિંદગીનો ખ્યાલ કર્યો છે? 'હા' કહે તો તેમને થિસલી દેશમાં ઉછેરી તું તેમને પારકાં ઠરાવવાનો હતો કે? ઠીક, સંતાનો અહીં મિત્રો કને સુપરત કરી તું જીવતો જતો રહે, તો શું મિત્રો ત્હારા કરતાં વધારે કાળજીથી તેમની બરદાશ કરવાના છે? પણ, તું થિસલીમાં હોય ત્યારે ત્હારાં સંતાનોની જેટલી બરદાશ ત્હારા મિત્રો રાખે તેટલી ત્હારા મરણ પછી પણ નહિ રાખે કે? જેને તું ત્હારા સ્નેહીઓ તરીકે સ્વીકારે છે, તે સર્વકાળ સરખી રીતેજ સંતાનોની સંભાળ રાખેજ, એવી ત્હારી પણ માન્યતા હોવી જોઇએજ. સારાંશ, અમે જે હિત–બોધ કરીએ છીએ તે તરફ લક્ષ આપ, જેમણે ત્હને ઉછેર્યો છે, તેમનો ઉપદેશ સાંભળી અંગિકાર કર, અને તું તારો કે ત્હારાં પોતાનાં સંતાનોનો જીવ કાયદાની ચુંગાલમાં લાવીશ માં. અને એવી રીતે વર્તતાં અવસાનકાળ પછી પણ–યમલોકમાં પહોંચ્યા પછી આ મહા પાતકનો જવાબ ત્હારી પાસેથી નહિ લેવામાં આવે શું? વિના કારણ ફસાતો ના. તેં જે વિચાર ધાર્યો છે, તે પ્રમાણે અનુસરીશ તો ત્હારૂં તેથી હિત નહિ સધાય. એટલુંજ નહિ, પણ તેથી ત્હારા હિતસ્વીઓને પણ હાનિ ભોગવવી પડશે. ત્હારૂં આ કૃત્ય આ લોક કે પરલોકમાં સારા તરીકે કે ન્યાયયુક્ત પંકાવાનુંજ નથી. તથાપિ તેથી ઉલટું જો તું શૌર્યથી અને સાચા દિલથી મરવાને તૈયાર થઇશ, તો તે મરણ કાયદાને બળેજ નહિ, પણ ન્યાયાધીશોની અન્યાય બુદ્ધિને લીધે થયું એમ લેખાશે. પણ ત્હારા શત્રુઓએ જે અન્યાય કર્યો છે, તેનો આ રીતે–એટલે ન્હાસભાગ કરીને–જો પ્રતિકાર થશે, તો તું બેઇમાની, કરેલા કરારને તોડનાર, હિતસ્વીઓનું અહિત વાંચ્છનાર અને સ્વજીવનને કલંક લગાડનાર નિવડીશ. વળી, આટલું કરવા છતાં પણ અમારા ત્હારા વચ્ચેની શત્રુતા તો કાયમજ રહેશે. અમારી સાથે આડી રીતે વર્ત્યા બદલ અવસાન પછી અમારોજ બન્ધુવર્ગ પરલોકના કાયદા વડે ત્હને સુખે બેસવા દેશે નહિ.

આ બધા સંજોગો ધ્યાનમાં લઇ ક્રિતોના ઉપદેશને વિસારે પાડી તું અમારા કહેવા ઉપરજ દષ્ટિ દોર્ય.

ક્રિતો ! સિબીલ દેવતાના પૂજારીઓને તે દેવીની શરણાઇઓ અને વાઘનો અવાજ જેમ સંભળાય, તેમ અત્યાર સુધી મ્હને ત્હારી કને ઉદ્ભવેલા વિચારો મ્હારા કર્ણદ્વારે અથડાયાં જાય છે—મ્હારા હૃદયમાં મુદ્રાંકિત થાય છેઃ અને એના ધ્વનિથી કાન એટલા તો ભરાઈ ગયા છે કે બીજો કશો અવાજ મ્હારાથી સંભળાતો નથી ! હૃદયમાં જે કાંઈ તરંગો થયા, તેજ મ્હેં ત્હને નિવેદન કર્યા. અને એ આશય, મારા હૃદયમાંથી દૂર કરવાનો ત્હારો પ્રયત્ન નિષ્ફળ છે, તથાપિ ત્હને યશ મળશે એમ લાગતું હોય તો ભલે ખુશીથી કહો—હું સાંભળીશ. ”

ક્રિ૦—આ વિવાદમાં ઉતરવાનું મ્હારૂં ગજુંજ નથી.

સૉ૦—તો શાન્ત રહેવું એજ શ્રેયસ્કર છે; આવેલા પ્રસંગને સ્નેહ, શૌર્ય અને સચ્ચાઇથી હું અધિન થઇશ, અને તેને ઈશ્વરનીજ આજ્ઞા માનું છું. ઈશ્વરની ઇચ્છાને **આપણી** કરવામાંજ મઝા છેઃ કેમકે પ્રેરક તે પોતેજ છે, માનવ માત્ર નિમિત્ત વ્હોરનાર છે.



૨૪

# " આત્મા અમર છે."

## ( એકિક્રેટિસ અને ફીદો. )

એ૦—ફીદો ! સૉક્રેટિસે વિષ પીધું ત્યારે તું ત્યાં હાજર હતો ? અથવા તે સમયના તેના વર્તન સંબંધી કશી માહિતી ત્હને મળી છે?

ફી૦—હું ત્યાંજ હતો.

એ૦—વાહ ! કેવું અનુકૂળ ! ત્યારે તો, ફીદો ! મ્હારા પર ઉપકાર કર; તેના અવસાનકાળનું સંભાષણ, અને પરિસ્થિતિ જાણવાની મ્હને તીવ્ર જીજ્ઞાસા છેઃ કેમકે ફ્લિશિયન લોકનો ઍથેન્સ શહેર સાથે નિકટનો સંબંધ નથી, અને ત્યાંની ખબર-અંતર લઇને ઘણો સમય થયાં ત્યાંથી કોઇ આવ્યું પણ નથી, વિષ પીધા પછી સૉક્રેટિસ મરણ પામ્યો એટલુંજ માત્ર માલુમ પડ્યું છે, પણ તેના મરણ સંબંધની સવિસ્તર માહિતી હજુ મળી નથી.

ફી૦—તેના પર શો આરોપ મૂકવામાં આવેલો તેની પણ ખબર નથી ?

એ૦—એ ઠીક યાદ આપ્યું. એટલી બાતમી કોઇએ મેળવી આપેલી. અને શિક્ષાનો અમલ થવામાં લાગેલા એટલા બધા વિલંબથી અમને મહા આશ્ચર્ય લાગેલું.

ફી૦—એમાં આશ્ચર્ય પામવા જેવું કશુંજ નથી; વિલંબનું કારણ નજીવું છે. સુનાવણીના આગલે દિવસે, પ્રતિ વર્ષના નિયમ પ્રમાણે ડેલાસની યાત્રાએ ઉપડનારાં વહાણની પૂજા અર્ચા હોઇ સર્વ સિદ્ધતા સધાઈ હતી.

એ૦—એને લગતી અમને કશી માહિતીજ નથી.

ફી૦—તે કહું. અથિનીયન લોકની એવી માન્યતા બંધાઇ છે કે, બળી દાખલ આપવા સારૂ ચૌદ છોકરાને ક્રીત થિસીયસમાં લઇ ગયેલો,

અને જે વહાણુમાં તેઓ સહિસલામત પાછા ફરેલા તેજ આ વહાણુ છે. તે વખતે અથિનિયન લોકોએ અપાલો (દેવ)ની એવી બાધા રાખેલી કે જો મોકલવામાં આવેલા છોકરા સહિસલામત પાછા ફરશે તો દર વર્ષે એજ વહાણુમાં દેવને નૈવેદ્ય તથા પશુનો બલી મોકલાવશું. અને આ પ્રથા હજુ પણ ચાલુ છે. વહાણુને બંદરમાંથી હંકાર્યા પછી શહેરને ધોઈ સ્વચ્છ કરવામાં આવે છે, અને ગયેલું વહાણ પાછું ફરતાં સુધી કોઇને થયેલી દેહાન્તદન્ડની સજા પણ મુલતવી રખાય છે. આ નિયમ વિરૂદ્ધ કદિ પણ કોઇ વર્તતું નથી. હમણાં હમણાં તે વહાણુને પાછું ફરતાં કેટલીક વાર લાંબી મુદત લાગે છે અને પવન પ્રતિકૂળ હોય ત્યારે તો ઘણુંજ અસૂરૂં આવે છે! આ તહેવારનું નામ તેઓએ થિયોરિયા પાડયું છે. તહેવારને પહેલે દહાડે અપાલોના પૂજારી એ વહાણુની પાછલી બાજુએ એક માળા બાંધે છે; અને આ વર્ષે પણ નિયમાનુસાર, સૉક્રેટિસનો કેસ શરૂ થયાને આગલે દિવસેજ માળા વહાણ ઉપર પરોવવામાં આવી હતી. સૉક્રેટિસને તુરંગમાં ઘણા દિવસ ગાળવા પડયા તેનું મુખ્ય કારણ આ હતું.

એ૦—અને કહેશો કે સૉક્રેટિસે કેદમાં રહી, શી રીતે કોની સાથે અને કેમ વખત વિતાવેલો? તેને મળવા જવાની છૂટ હતી કે નહિ? અને તેની શુશ્રુષા સારૂ તેનાં અંગત સંબંધીઓ સાથે રહેતાં?

ફી૦—આખર ઘડી સુધી સૉક્રેટિસના સન્મિત્રો તેની સાથેજ પડયા ને પાથર્યા રહ્યા હતા, અને કોઇ તરફથી કશો પ્રતિબંધ થયો ન હતો.

એ૦—ફીદો, ફુરસદ હોય તો મ્હને તે સમયનો સર્વ વૃત્તાંત વિસ્તૃતપણે સંભળાવશો? તે સાંભળવાની મ્હને બહુ ઉત્કંઠા છે.

ફી૦—કહેવામાં મ્હને કશી હરકત નથીઃ સૉક્રેટિસ જેવાની વાતો દ્વારા તો મને અતિ આહ્લાદ ઉત્પન્ન થાય છે!

એ૦—બેશક, આહ્લાદ જેટલો વાત કહેવામાં તમને, તેટલો

જ સાંભળવાથી મ્હને થશેઃ તો હવે શરૂઆત કરવાની કૃપા કરો. જાણ્યે-અજાણ્યે કહેવાનું કશું રહી ન જાય તે વિશે કાળજી રાખશો.

**ફી૦**—તે વખતની હું મારી સ્થિતિ કહીશ ત્યારે તમને ઘણું આશ્ચર્ય લાગશે. જેના ઉપર મ્હારો અપૂર્વ પ્રેમ હતો, તે મ્હારો સાચો સુહૃદ, મારી દૃષ્ટિ આગળજ મરણ પામવા છતાં મારાં નેત્રમાંથી અશ્રુનું એક બિન્દુ સરખું પણ નિતર્યું ન હતું, એટલુંજ નહિ, પણ તેના ઉપર ગુજરેલા એ કારમા પ્રસંગે તેની મહત્તા અને સત્ય પરની અટલ શ્રદ્ધાએ મ્હારા પર એવી અસર કરેલી કે એવો પ્રસંગ મ્હને પોતાને પણ લાધે તો કેવું સારૂં ? વળી, મારા મિત્રના ભાષણમાંની શ્રેષ્ઠતા, માધુર્ય, અને શાન્તિ કોઇ અવર્ણનીય અને સંપૂર્ણ હતાં. મરણ સમયે તેણે દર્શાવેલા ધૈર્યને જોઇ હું ચકિત થઇ ગયો હતો ! તે વખતે મેં જે કંઇ જોયું, તે ઉપરથી મને અચૂક ખાત્રી થઇ કે તેણે કરેલા પરલોકગમનમાં અવશ્ય કોઇ દૈવની ઓથ હોવી જોઇએ, ને તે દૈવેજ સ્વર્ગને રસ્તે તેને દોર્યો હોવો જોઇએ, અને એ તો ઉચિતજ છે કે ઈશ્વરનો જેને સાક્ષાત્કાર થયો હોય તે કોઇ અનિર્વચનીય પરમાનંદ પામે છે, અને એવો આનંદ સૉક્રેટિસને થવાનું કારણ પણ એજ હોવું જોઇએ. એવા વિચારને અંગે મારા મન ઉપર એવી અસર થઇ કે, આવા શોકપૂર્ણ સમયે પણ જે કરુણ રસ ઉભરાવો જોઈએ, તેની નિશાની સરખી જોવાતી ન હતી ! અને એથી ઉલટું એવું જોવામાં આવ્યું કે, તેનાં જે બીજાં ભાષણો મ્હેં સાંભળ્યાં હતાં, અને સાંભળવામાં મને જે મહા મોદ મળતો તે આ વખતે કમી થવા લાગેલું. અને મોદને સ્થાને પ્રભુના પયગમ્બર રૂપ આ મહાન્ આત્મા સઘળા સાથને ત્યજી ક્ષણ માત્રમાં એકલો વિદાય થનાર છે તેનો દુઃખદ વિચાર મને સાલવા લાગ્યો. અર્થાત્ મારા અંતઃકરણમાં એવી એકમેકથી વિરૂદ્ધ વૃત્તિઓ ઉછાળા મારવા લાગી કે મારાથી તેનો પરિચ્છેદ થઇ શકેલો નહિ ! આ વૃત્તિઓ ન હતી

આનંદપ્રદ કે નહતી શોકમયઃ તથાપિ ઉભયનો વ્યતિરેક હતો. આ પરિણામ ઇતર સમૂહે—જે કને બેઠેલો તેણે—પણ અનુભવ્યું. એક ક્ષણે અમારી આંખોમાંથી અશ્રુ ટપકતાં, તો બીજી ક્ષણે અમારી મુંખમુદ્રા પર આનન્દ રમતો ! અને આમ વિરૂદ્ધ અંતઃકરણ-વૃત્તિનું પ્રાબલ્ય અપોલોદોરસના વદન પર અતિ સ્પષ્ટ રીતે પ્રદર્શિત થતું. તેનું નૈસર્ગિક વૃત્તિચાંચલ્ય તમારાથી અજાણ્યું નથી.

એ૦—અચૂક; એ તો મ્હને માલમ છે એટલું બીજા કોઇનેય નહિ હોય.

ફી૦—ત્યારે તે જુદી જુદી વૃત્તિઓના તરંગો તેના વર્તનમાં ખુલ્લી રીતે તરી આવતા હતા; હું અને મારી સાથે બેઠેલાં બીજાં માનવીની મુખચર્યાપર પ્રાયઃ કોઇ પણ ભાવ વ્યક્ત થતો નહતો. અને તેનું કારણ અમારી ભાવનાના થયાં જતા ફેરફારનું હતું, તે હું હમણાંજ કહી ગયો.

એ૦—વારૂ, ત્હમારા સિવાય ત્યાં બીજા કોણ કોણ ગૃહસ્થો હતા ?

ફી૦—ઘણા; અપોલોદોરસ, ક્રિતોબ્યુલસ, તથા તેનો પિતા ક્રિતો, હર્મોજીનિસ, એમીજીનીજ, ઇસ્કાયનીજ, અન્તિસ્થિનિજ, ઓતિસિપસ, મેનેક્સિમસ, અને તે ઉપરાંત બીજા કેટલાક અથિનિયનો પણ હાજર હતા. પ્લેટો સીક હતો.

એ૦—અને કોઈ પરદેશી નહતું ?

ફી૦—શા માટે નહિ? થીબ્સના સિમિયસ, સીબ્સ અને ફૈદોન્દીજ, મેગારૂના યુકલીડ તથા તર્પ્શિયન્ વગેરે હતા.

એ૦—અરિસ્તિપસ અને ક્લિઓમ્બ્રોનસ પણ ત્યાં હતા કે?

ફી૦—ના, તે ન હતા; કહેવાય છે કે તે વખતે તેઓ ઇજાયનામાં હતા.

એ૦—બીજા કોણ હતા ?

**ફી૦**—મ્હને લાગે છે, કે હાજર રહેલામાંથી લગભગ બધાનાં નામ મેં કહી બતાવ્યાં.

**એ૦**—ઠીક, ત્યારે હવે **સૉક્રેટિસનો** છેવટનો સંવાદ કહેવા માંડશો ?

**ફી૦**—તે કહેવાનો—અને વળી સવિસ્તર કહેવાનો પ્રયત્ન હું કરૂં છું. અમે સૉક્રેટિસને મળ્યા સિવાય એક પણ દહાડો રહ્યા નથી. જે ઠેકાણે તેની તપાસ ચાલી ત્યાં અમે તેને મળવા વાસ્તે હમેશાં ભેગા થતા, કેદખાનું દિવાનખાનાની પાસેજ હતું. તુરંગનો દરવાજો ઉઘડતાં સુધી અમે બહાર ઉભા રહેતા, અને દરવાજો ઉઘડતાંજ અમે તેની કોટડી ભણી જતા. આખો દિવસ તેની પાસેજ નિર્ગમન કરતા. તેના અંતિમ્ દિવસે અમે જરા વહેલા ગયેલા. કેમકે આગલે દિવસે પાછા ફરતી વખતે ડિલાસથી વહાણ પાછું આવ્યાની અમને ખબર મળી હતી. જે અધિકારી અમને અંદર લઇ જતો તેણે તે દહાડે થોડો વખત બહાર થોભવાનું કહેલું. તેણે કહેલું કે,—“પેલા અગિયાર ન્યાયાધીશો હમણાં તેના પગમાંની બેડીઓ કાઢે છે અને આજ શિક્ષા અમલમાં મૂકાનાર છે, એમ તેને કહે છે.”

અમે અન્દર ગયા ત્યારે **સૉક્રેટિસના** હાથે પગેથી બેડીઓ ઉતારેલી હતી. તેની કને તેની સ્ત્રી—ક્ઝાન્તિપી—તમે તેને જાણોછો જ—ન્હાના બાળકને લઇ બેઠી હતી. અમને જોઇ તેનું હૈયું ભરાઇ આવ્યું ને રોઇ પડી. તે વખતની સ્થિતિ તમને કહી સંભળાવતાં પણ મ્હને કંઇ કંઇ થઇ જાય છે! દુઃખના ભારથી દબાયલી સ્ત્રીએ પછી કહેલું:—“મિત્રની છેલ્લી મુલાકાતે મિત્રો આવ્યા છે.” ત્યારે **સૉક્રેટિસે** ક્રિતો ભણી નજર ફેરવીને કહ્યું કે:—“કૃપા કરી એને (સ્ત્રીને) ઘેર પહોંચાડો.” મિત્રની આજ્ઞા કોઇ લોપી શક્યું ના, અને પત્નીને ઘેર પહોંચાડી. ક્રિતોના માણસો તેને અનિચ્છાએ એટલે બળાત્કારે પણ ઘેર ઘસડી ગયાજ. રાંક હૃદયની પત્નીનું શું ગજું ? રોકકળ કરતી

તે ઘેર ગઇ. તે ગઇ અને **સૉક્રેટિસ** તેની પથારીમાંથી ઉઠી બેઠો થયો, અને સાથળના જે ભાગ ઉપર સખ્ત રીતે બેડી બાંધવામાં આવેલી, તે ભાગ પર પોચા હાથે મૂકીઓ મારવા લાગ્યો. અને બોલેલો કેઃ—મને લાગે છે, કે લોકો જેને સુખ સમજે છે, તે કોઇ ચમત્કારિક વસ્તુ છે, દુઃખની સાથે તેને નિકટનો સમ્બન્ધ છે. પણ લોકમાન્યતા એવી છે કે ઉભય વસ્તુઓમાં એક બીજા વચ્ચે વિરોધ છે. અને આમ માનવાનું કારણ એજ કે બન્ને–સુખ અને દુઃખ–એકજ કાળે અને એકજ ઠેકાણે દેખા દેતાં નથી. પણ બે પૈકી એકનો જેણે ઉપભોગ કર્યો છે, તેને બાકી રહેલી બીજી વસ્તુનો પણ ઉપભોગ કરવોજ પડશે. સુખ–દુઃખ વચ્ચે સામ્યજ એવું છે, અને જાણે ઇશ્વરપ્રેરિત ન હોય !

ઈસપને જો આ તત્વની માહિતી હત, તો જરૂર તે, તેના ઉપર એક વાત ઉપજાવ્યા સિવાય રહેત નહિ. અને તેને જો એમ સમઝાયું હત કે સુખ–દુઃખ વચ્ચે સંધિ કરી આપવાનું ઈશ્વરે ઇચ્છેલું છતાં, તેનો તે હેતુ બર નહિ આવવાથી તેણે આ બન્ને વસ્તુને એકજ સાંકળે ગાંઠી નાંખી અને તે એવી રીતે કે–તે દહાડાથી એક પછી એક અચૂક આવ્યાંજ કરે. આ વાત આ ક્ષણે મ્હારા મનમાં મૂર્તિમંત થાય છે, પ્રત્યક્ષ પણ અનુભવું છું. દાખલા તરીકે પગમાં બેડી નાખવાથી મ્હને જે દુઃખ થતું હતું, તે હવે બેડી કાઢી લેતાં સુખ મળે છે !

**સૉક્રેટિસ**ના ચાલતા સંભાષણની વચમાંજ **સી**બ્સે કહેવા માંડેલું કે—" ત્હમે ઇસપને યાદ કર્યા તે સાંભળી મને મહા આનન્દ થયો, કેમકે તેને અવલમ્બી મ્હને એકાદ પ્રશ્ન પૂછવાનું સાંભરી આવ્યું છે. આ પ્રશ્ન મ્હને ઘણા જણે–અને તેમાંયે વળી વિશેષ ઇવ્હિનસે ઘણી વેળા પૂછેલો. **સૉક્રેટિસ**, તુરંગમાં આવ્યા પછી ઈસપની કેટલીક વાતોને તમે કવિતાના રૂપમાં આણી છે. ઉપ-

રાંત અપાલોનું એક સ્તોત્ર રચ્યું છે. આથી પ્રશ્ન થાય છે કે ત્હમને કવિતા રચવાની તો આવડત નહતી અને આમ તુરંગમાં આવ્યા પછી તે શક્તિ શી રીતે ખીલી? ઇવિહનસે મ્હને આ પ્રશ્ન પાછો બીજીવાર પૂછ્યો હતો. (અને વળી હજુ પણ પૂછશે એમ મ્હને નિઃશંક લાગે છે.) ત્યારે હવે મ્હારે તેને શો ઉત્તર આપવો ?

**સૉક્રેટિસઃ**—સાચે સાચું કહી દેવું. કાવ્ય રચવાનો મ્હારો હેતુ હરિફાઈમાં ઉતરવાનો તો હતોજ નહિ. અને ખરેખર સ્પર્ધાની વાત મ્હારે વાસ્તે તો શક્તિ બહારનીજ છે. આવેલાં સ્વપ્નમાંની વાતો યથાર્થ સ્વરૂપે બહાર ઉતારી શકાય અને ઈશ્વરનો આદેશ સત્કારવામાં હૃદય સર્વાંશે તે તરફ વળે. એ આશયથી કવિતા રચવાનો પ્રયત્ન મેં આદરેલોઃ અને તુરંગવાસમાં મ્હારે આ પ્રકારની પ્રવૃત્તિ સેવવાની ઈશ્વરેચ્છાજ હોય એમ મ્હારો વિશ્વાસ બંધાયો છે. અત્યાર સુધી મ્હને આવેલાં સહસ્ત્રધા સ્વપ્નો મ્હારી જાણ બહાર નથી. તથાપિ તે સૌ સ્વપ્ન એકજ અર્થસૂચક હતાં. જો કે તેનાં સ્વરૂપ ભિન્ન ભિન્ન હતાં, તથાપિ તેનો આત્મા એકજ હતો, કે "**સૉક્રેટિસ** ! એકતાનપણાનો અભ્યાસી થા." સામાન્ય રીતે મ્હેં આ ઉપદેશ ગ્રહણ કર્યો. અર્થાત્ જ્ઞાન સંપાદન કરી લેવાના મારા અભ્યાસમાંજ મ્હારે પરિશ્રમ વેઠવો, એવા ધ્વનિસૂચક ઉપરોક્ત ઉપદેશનો મેં અર્થ ઘટાવ્યો છે. તથાપિ મ્હારી તપાસ પૂરી થતાંજ તરત **અપોલો**નો વાર્ષિક મહોત્સવ આવી પહોંચ્યો. આથી મ્હારી શિક્ષાની બજાવણી મુલતવી રહી. એ પ્રસંગે મ્હને એવી શંકા થઇ કે કોણ જાણે ઈશ્વરના ઉપદેશવાક્યમાં એકતાનતાના અભ્યાસી થવાનું મને જે જણાવેલું તે એકતાનતાનો અર્થ સામાન્યતઃ ગાયન કે પદ્યરચના જેવો વખતે થયો હોય, અને આ જગતમાંથી નિર્માણ કરવાનો વખત મ્હારે નજીક આવતો ગયો, ત્યારે કાવ્યદ્વારા ઈશ્વરની આજ્ઞા સત્કારવી અને પવિત્રતાને સાથેજ સાધવી એજ મ્હને ઉચિત લાગ્યું. અને આ પ્રકાર-

ના વિચારે કાવ્ય રચવાની મ્હેં તક લીધી. અપાલોનો ઉત્સવ ચાલુજ હતો, એટલે શરૂઆતમાં અપાલોનું સ્તોત્ર રચેલું. એ રચાયા પછી મ્હને એવી ભાવના સ્ફૂરી કે સાચો કવિ કેવળ પદ્યરચનાજ કર્યા કરતાં કાંઇક કલ્પિત કથાઓ પણ પદ્યમાં ઉતારવી ઉચિત માને છે. પણ કલ્પનાશક્તિનો વિકાસ મ્હારામાં નહિ થયેલો હોવાથી, જે કાંઇ ઇસપની વાતો મ્હને સ્મરણમાં રહેલી, તેને પદ્યમાં ઉતારી.

ઇવ્હિનસને ત્હમારે આ જવાબ આપવાનો; તેનું હું કુશળ વાંચ્છું છું. તે ડાહ્યો હોય તો તેણે મ્હારો ઉપદેશ સાંભળવો ઘટે છે. આ સન્દેશો એને પહોંચાડજોજ. આજ મ્હારે દેહ સાથે દુનિયાંને ત્યજવાની છે, અને એ નિઃશંક છે; કેમકે અથીનિયનોનો હુકમજ એવો છે.

**સિમિયસઃ**—ઇવ્હિનસને ત્હમારો શો ઉપદેશ છે? મ્હારે તેની સાથે ઘણી વાર પરિચય પડયો છે, અને તેટલામાં તેના સંબંધી મ્હને જે કાંઇ માહિતી મળી છે, તેને અવલમ્બીને કહું તો, ખરેખર, ત્હમારો ઉપદેશ સાંભળવાનો તેને ઉમળકો નહિ આવે.

**સૉ૦**—તે તત્વજ્ઞાની છે ને?

**સિમિયસઃ**—હા.

**સૉ૦**—ત્યારે તો તેણે અને તેની કોટિના તમામ તત્વજ્ઞોએ મ્હારો આખર વખતનો ઉપદેશ સાંભળવો ઘટે છે. એ આત્મહત્યા કરશે નહિ, કેમકે તેમ કરવું એ અધર્મ છે.

આટલું બોલ્યા પછી **સૉક્રેટિસે** પથારીને ત્યજી, અને આઘા ખસી ભૂમિ પર બેઠા પછી ત્યાં બેઠાંજ આખો દિવસ તે સંભાષણ કરતો. **સીબ્સે** પછી પાછો પ્રશ્ન પૂછયોઃ–અહો **સૉક્રેટિસ**! ત્હમે કહો છો કે આત્મહત્યા કરવામાં અધર્મ છે, અને તત્વજ્ઞોએ મ્હારૂં અનુકરણ કરવું એમ દર્શાવો છો. આ બેઉ વાકયો સાથે શી રીતનો સંબંધ જળવાયલો છે?

**સૅા૦**—એ વિષયે ત્હમારા ફિલોલાસે કરેલું નિરૂપણ ત્હમે નથી સાંભળ્યું ?

**સીબ્સઃ**—નહિ, સ્પષ્ટપણે તેણે અમને નથી સમઝાવ્યું.

**સૅા૦**—કોઈ બીજાની પાસેથી મ્હેં જે કંઈ સાંભળ્યું છે, તેટલું જ હું જાણું છું, અને મ્હને જેટલું સમઝાયું છે, તેટલું ત્હમને કહેવામાં હું કશી ઉણપ કે સંકોચવૃત્તિ રાખનાર નથી. વળી મૃત્યુને મોખરે જે આવી ઉભો હોય તેણે તો પ્રાયઃ તેવી વસ્તુનું અધ્યયન કરવું એજ બ્હેતર અને ધન્ય છે. નાંગરેલી નૌકા વડે ભવસાગરમાં સફર કરતાં માનવ હૃદય, સાગરના સાચા સ્વરૂપને પામે, એ પ્રકારના પ્રયત્નો રચવા. એક બીજાએ પોત પોતાના બંધાયલા અભિપ્રાયોથી પ્રવીણ થવું એથી અધિક હિતાવહ આ પ્રસંગે બીજું શું હોઈ શકે ?

**સીબ્સઃ**—આપ કહો છો એ પ્રમાણે આત્મહત્યા ન કરવાનાં શાં પ્રમાણ છે ? જો કે ' એ વાત ખરાબ છે ' એમ ફિલોલાસ તેમજ તેવાજ બીજા તત્વજ્ઞોએ મ્હને કહેલું, પણ કારણોના સાંસા હતા !

**સૅા૦**—સ્વલ્પકાળ સબૂર કરો. બનતી કાળજીથી હું તમને તે વાતો વિસ્તૃત રીતે પ્રતિપાદન કરીશ. અને પછી ત્હમે જોશો કે મ્હારો સિદ્ધાન્ત સર્વકાળ અબાધિત છે, અને એથી ખચિત ત્હમે નવાઈ પામશો. ઘણી બાબતો એવી દેખાય છે કે જે દેશકાળમાન પરત્વે સત્યની અસત્ય અને અસત્યની સત્ય ઠરે છે; પણ આ વાર્તા–પ્રભુના ઘરની વાતો અથવા કહો કે પ્રભુનાં સત્યો–ના સંબંધમાં તેવું કશુંજ નથી. એ તો સત્યનું સત્યજ છે, એટલુંજ નહિ પણ મરણ આવે તો ક્લેશમાંથી છૂટકારો થાય એવું જેને લાગતું હોય તેને પણ આત્મહત્યા કરવી છાજતી નથી. અરે આ વિચારની વ્યક્તિઓને પોતાનો છૂટકો કરવાની પણ છૂટ લેવાનો અધિકાર નથી એ સહસા ચમત્કારિક નથી લાગતું ?

**સી૦**—(હસીને) પ્રભુ જાણે !

**સૉ૦**—કદાચ હમણાં તમને એ અજુકતું લાગશે, પણ બધી બાજુનો અને બાબતોનો સંપૂર્ણ વિચાર કરતાં સત્ય તત્વ શું છે તે તમે સમજી શકશો, અને અજુકતું નથી એમ સ્વીકારવા લલચાશો. જે ધર્મ, કર્મ અને સંસ્કારો સતત આપણે ત્યાં થાય છે, તેમાં એવો ઉપદેશ સમાયલો હોય છે કે, જેમ એક સિપાઇની એક થાણા ઉપર નિમણુંક થઈ હોય અને ત્યાંથી પરવાનગી સિવાય તેનાથી ખસાય નહિ, એવો સંકેત હોય છે, તેમજ રીતે ઈશ્વરે જે માનવજન્મ દીધો છે તેનો તેની આજ્ઞા સિવાય આપણાથી ત્યાગ કરી શકાય નહિ. તેનાં આ પ્રકારનાં જ બીજાં વચનામૃતો મહા સખ્ત લાગે છે, અને તેનાં વાસ્તવિક કારણ આપણે એકદમ કળી શકતા નથી. તથાપિ એક બાબત બિલકુલ ખુલ્લી રીતે સમજવા જેવી છે તે એ કે ઈશ્વર માણસનો પાલક, પોષક અને ઉદ્ધારક છે, એટલે મનુષ્યમાત્ર ઉપર માલિકી પણ તેની છે. કહેશો કે આમાં કશું ખોટું છે?

**સીબ્સઃ**—જરા પણ નહિ.

**સૉ૦**—તમારા ગુલામો પૈકી કોઇ તમારી રજા વગર જો આત્મહત્યા કરે, તો તમને તેનાપર રોશ નહિ આવે? અને જો તમારાથી તેને શિક્ષા થઇ શકે તેમ હોય તો તેમ કરવા તમે ચૂકો?

**સીબ્સઃ**—નહિ જ.

**સૉક્રેટિસઃ**—ત્યારે જે કારણને લીધે ગુલામે આત્મહત્યા કરવી એ વાજબી નથી, તે જ કારણ બધાને લાગુ પડે છે. હમણાં ઈશ્વરની આજ્ઞા મારા વાસ્તે જેવી થઇ છે, તેવી ઇશ્વરી આજ્ઞાની રાહ બધાંએ જોવી જોઇએ.

**સીબ્સઃ**—તમે કહો છો એ ખરૂં; પરન્તુ વળી એમ પણ જણાવો છો કે તત્વજ્ઞોએ મરવા તૈયાર રહેવું, એ મ્હને ભ્રમમાં નાંખે છેઃ બન્ને વાતનો મ્હારાથી તો મેળ નથી મળતો! આત્મહત્યા ન કરવાનું શિક્ષણ દેતાં, માનવજીવની માલિકી ઈશ્વરને છે, અને તે સૌના પાલક–

પોષક છે, એ જો તમારૂં કહેવું યથાર્થ હોય, તો તત્વજ્ઞોએ મરવા વાસ્તે તૈયાર શા સારૂ રહેવું એ હું કળી શકતો નથી. સર્વગુણ સંપન્ન ઈશ્વર જ જો આ જન્મમાં આપણું સંરક્ષણ કરે છે અને બધા કરતાં એજ મહાન્ ન્યાયનિપૂણ છે, તો તેના સંરક્ષણથી છૂટા થવામાં તત્વજ્ઞોને ક્લેશ ન થવો જોઇએ એ મને અજુકતું લાગે છે. ઈશ્વર ઉપર અવલંબી ન રહેતાં સ્વતંત્રપણે તે પોતાનું નિયમન વધારે 'ધન્ય' રીતે કરી શકે એવું તત્વજ્ઞો માને છે શું ? ઉમદા દીલના માલિકથી છૂટા થવા ન્હાસભાગ કરવાનાં બાથોડિયાં મૂર્ખ મારશે, અને જેમાં હેતુ અને હિત જળવાયલાં છે તેની એ અવગણના કરશે, એ બેશક નિર્વિવાદ વાત છે; પણ ડાહ્યા પુરુષો ઇશ્વિરી પરતંત્રતામાંથી મુક્ત થવાની અપેક્ષા કદિ પણ ધરાવશે નહિ. અને એટલેજ તમારા મતની વિરૂદ્ધ મારૂં અનુમાન એવું થાય છે કે ડાહ્યાને મૃત્યુ અતિ દુઃખદ લાગે છે, અને મૂર્ખને મન તે સુખદાયક લાગે છે.

તર્કવાદમાં ઉતરેલા **સીબ્સ**ના આ પ્રકારના બુદ્ધિચાતુર્યથી **સૉક્રેટિસ**ને આનંદ ઉપજ્યો, અને એવા આનન્દી ચ્હેરાથીજ અમારા ભણી ફરીને તે કહેવા લાગ્યો કેઃ—"**સીબ્સ**ને પ્રત્યેક વિષયમાં કશીક પણ શંકા હોય છેજ, અને તરતજ તેના હૃદયનું સમાધાન થઈ શકતું નથી.

**સિમિયસઃ—સીબ્સ**ની વાતોમાંથી યુક્તિચાતુર્ય વધારે તરી આવે છે, એમ મ્હારે કહેવું જોઇએ. આપણા કરતાં હજાર બલ્કે તેથીયે વિશેષ અંશે પરિપૂર્ણ જે ઈશ્વર, તેને ભૂલીને તેના સંરક્ષણનો અનાદર કરવામાં તત્વજ્ઞોનું શું સાર્થક થવાનું હતું ? એ તરફ ત્હમે ધ્યાન દીધું ? ત્હેની વાતનો કટાક્ષ ત્હમારાપર છે; કેમકે તમે તો અમ સૌને ત્યજીને જાવછોજ, પણ જે ઈશ્વર સમસ્ત વિશ્વનું ઉત્તમ પ્રકારે શાસન ચલાવે છે એમ જે તમે માનો છો, તેને પણ ત્યજીને જવાથી તમને કશું લાગતું નથી ? વાસ્તે **સીબ્સ** ત્હમને ઉદ્દેશીને જે બોલે છે, તે તરફ તમારે દુર્લક્ષ ન કરવું જોઇએ.

**સૉક્રેટિસઃ**—તમે સાચું કહો છો. મ્હારી જુબાની લેવાઇ, ત્યારે ન્યાયાધીશોને મ્હેં જે જવાબ આપ્યો હતો, તેવોજ તમારા પ્રશ્નનો પણ વ્યવસ્થિત સ્થિતિમાં મારે જવાબ આપવો, એવો તમારા કહેવાનો આશય હું સમજ્યો છું.

**સિમિયસઃ**—જી.

**સૉક્રેટિસઃ**—તો તમે તમારા મનથી પૂર્ણ ખાત્રી કરી લ્યો, કે જેથી મ્હારા આ અંતિમ સ્વપક્ષસમર્થનનું પરિણામ ન્યાયાધીશ સમક્ષ જેટલું થયું હતું, તેથી પણ વિશેષ તમારી આગળ થશે. મારી માન્યતા એવી છે કે, ઈશ્વર જેટલો ઇહલોકે કૃપાળુ અને ન્યાયી છે, તેટલોજ કૃપાળુ અને ન્યાયી તે પરલોકમાં પણ છે. વળી ત્યાંનાં માણસો માત્ર આ લોકનાં માણસો કરતાં ઘણે દરજ્જે ઉત્તમ છે. અને જો મ્હારો આવો દૃઢ ભરૂંસો છે, તો મરણ મ્હને દુઃખપ્રદ લાગ્યું હત એ અછાજતું છે. પણ **સિમિયસ! સીબ્સ!** તમે ખસુસ લક્ષમાં રાખો કે પરલોકમાં ન્યાયશીલોની જે પરિષદ્ છે, તેમાં મ્હારો પ્રવેશ થશે એવી મ્હને શ્રદ્ધા છે. એથી આગળ વધીને કહું તો, એવી ભાવના ધરવામાં હું મારી પોતાની કંઇક ખુશામત કરૂં છું એવો કોઈ આરોપ ઢોળશે, પરન્તુ પરલોકમાં, પ્રત્યેક બાબતમાં અહીંના કરતાં વધારે સર્વોત્કૃષ્ટતા છે, એ વિષેની હું ત્હમને ખાત્રી આપું છું. મતલબ કે એવા અદૃષ્ટ વિષયનું પ્રત્યક્ષપ્રમાણ અપાતું નથી, તથાપિ સાચાં અનુમાનદ્વારા જેટલી પ્રતીતિ થઇ શકે તેટલી હું કરાવીશ અને મ્હારી અટલ શ્રદ્ધાથી મરણની ભીતિ મ્હને લાગતી નથી—અરે સ્પર્શતી પણ નથી. મરણ પછી પરલોકમાં પ્રત્યેક વાસ્તે કંઇક ભાગ સંચિત છે એવી મારી માન્યતા છે. અને આ દુનિયામાં સન્માર્ગે વળેલા વર્ગને દુરાચરણીઓ કરતાં બેશક ઉત્તમ ફળજ ત્યાં મળે છે.

**સિમિયસઃ**—શું ત્હમારા આ વિચારથી અમને માહિતગાર કર્યા પૂર્વેજ ત્હમે આલોક છોડી પરલોકગામી થવાના હતા કે? પ્રસ્તુત

વિષયનું સ્પષ્ટીકરણ અને નિરૂપણ કરશો તેથી કેવળ અમારૂંજ નહિ પણ વ્યક્તિમાત્રનું મહાન્ હિત સધાશે. અને આ વિષય સંબંધી તમારૂં જે જે ચોક્કસ મત બંધાયલું હોય, તે તમામ માટે અમારી પ્રતીતિ કરી દેખાડશો તો તમારૂં સ્વપક્ષસમર્થન ફલદ્રુપ થયું એમ અમે માનુશું.

સૉક્રેટિસઃ—મ્હારો સંકેત પણ એને માટેના પ્રયત્નનો છે, પણ ક્રિટોને જે કહેવાનું હોય તે મ્હને પ્રથમ સાંભળવા દ્યો, કેમકે તેને કશું કહેવું હોય એમ મ્હને લાગે છે.

ક્રિટોઃ—મ્હારે પોતાને કશુંજ કહેવાનું નથી, પણ ત્હમને વિષ આપવા વાસ્તે જેની યોજના થઇ છે, તે ઇસમ તમને કંઇકિ કહેવા માટે ક્યારનો મ્હને ઇસારો કર્યા કરે છે. તે એમ કહેવા માગે છે કે આજ ત્હમે જેટલું ઓછું બોલો તેટલું વધારે સારૂં; કેમકે બહુ બોલવાથી શરીરમાં ઉષ્ણતા વધશે, અને તેથી વિષનું પરિણામ વેળાસર લાધશે નહિ. તમે જો આમ અસ્ખલિત રીત્યે બોલ્યા જશો તો કદાચ ત્હમારે વિષના બે ત્રણ પ્યાલા પીવા પડશે.

સૉક્રેટિસઃ—તેની સાથે આપણે શું નિસ્બત છે? તે બે પ્યાલા તૈયાર કરે અથવા ગમે તો તેથીયે વધારે ભલે કરે.

ક્રિટોઃ—મને અગાઉથીજ એમ ભાસ થતો'તો કે તમે મને આવોજ જવાબ આપશો; તથાપિ મ્હને આવી સૂચના આપવાની તે આગ્રહપૂર્વક વિનતિ કરી રહ્યો છે.

સૉક્રેટિસઃ—ઠીક, તે રહેવા દ્યો. આજના વિવાદમાં તમે ન્યાયાધીશ છો. અને તત્વજ્ઞાનનો સંસ્કાર જે પામેલો છે, તેણે મૃત્યુથી શા સારૂ નીડર રહેવું, અને આ વિશ્વમાં જે સુખને વાસ્તે ઉપમાજ નથી અપાતી એવું–અનુપમ–સુખ પરલોકમાં તેને પ્રાપ્ત થનાર છે એવો દૃઢ ભરૂંસો તેણે કેમ રાખવો, એનાં કારણો હું ત્હમને કહેવાનો છું. ત્હમે મારા ક્રોટિક્રમ પ્રત્યે પુરતું ધ્યાન દ્યો.

સાચા તત્વજ્ઞનોને જન્મથીજ મરણુની તૈયારીનો અભ્યાસ હોય છે, અને એમાંજ સઘળા આયુષ્યનું ક્રમણુ કર્યા પછી તે પાસે આવી પહોંચે એટલે બધો જન્મારો આપણે અત્યંત શ્રમપૂર્વક જેની શોધમાં હતા; તે પ્રાપ્ત થવાનો પ્રસંગ આવે ત્યારે તે માટે દુઃખ માનવું એ સર્વાંશે હાસ્યજનક છે.

સૉક્રેટિસના આ શબ્દોએ સિમિયસને હસાવ્યો, અને પછી તે બોલ્યો: "સૉક્રેટિસ ! હું મશ્કરીમાં નથી બોલતો—આ પ્રસંગ હસવાનો છે જ નહિ—પણુ તમારા શબ્દો જ મ્હને હસાવે છે. તમારૂં ભાષણુ જે જે સાંભળે છે તેમાંના ઘણાખરા એમજ કહેશે કે, તમારા મનમાં ગમે તેમ હોય પણુ આ તત્વજ્ઞાનીઓના સંબંધમા તમે બહારથી પણુ સારૂંજ બોલો છો. સૌથી મહત્વની વાત તો એજ છે કે, આપના કહેવા પ્રમાણે સૌ તત્વજ્ઞો કદાચ ખરેખરજ મરશે, તો અથિનિયન પ્રજાને ઘણો આનન્દ થશે; અને એ તત્વજ્ઞાની લોકો કેવળ મરવાનેજ સર્જાયલા છે, એમ કહેવાને પણુ તેઓ સંકોચાશે નહિ.

સૉક્રેટિસઃ—આપણા અથિનિયન લોકના મ્હોડેથી કેટલીક વાર આવા ખરેખરાજ ઉદ્દગાર નીકળે છે, પણુ પોતે જે બોલે છે, તે ખરૂંજ છે એટલું ફક્ત તેઓ સમઝતા નથી. તત્વજ્ઞોને કઈ રીતે મરણુ ઇષ્ટ છે, અથવા મરણુ વાસ્તે તેમની પાત્રતા કેવા પ્રકારે હોય છે એ કશું તેમના કળવામાં નથી આવતું. પણુ અથિનિયન લોક વિષેની એ વાત પડતી મુકીએ અને ચાલતો વિવાદજ છેડીએ. મૃત્યુ એ અમુક પ્રકારની એક બાબત છે એમ તમને લાગે છે ?

સિમિયસઃ—હા; એમાં કશો સંશય નથી.

સૉક્રેટિસ—મૃત્યુ એટલે શરીર અને આત્માનો વિયોગ—એટલે શરીરનું અને પ્રાણુનું અસ્તિત્વ ભિન્ન છે, એમ તમને નથી લાગતું ?

સિમિયસ—તમે કહો છો તેમ જ લાગે છે.

સૉક્રેટિસઃ—ઠીક; જ્યારે મારા મતને અહીં સુધી તમે મળતા થયા છો, ત્યારે હવે આપણા ચર્ચાસ્પદ વિષયનું વિવેચન સ્પષ્ટ કરવાનો

ઉપાય આપણે કરી જોઇએ. ખાવા પીવા વગેરેનું જે વિષયનું સેવન છે, અને જેને જગતમાં લોક 'સુખ' માને છે, તેના ઉપર તત્વજ્ઞાનીઓની આસક્તિ હોય છે વારૂ ?

**સિ**મિયસઃ—જરાય નહિ.

**સૉક્રે**ટિસઃ—ઉત્તમ વસ્ત્રાભૂષણુ વગેરે જે અન્ય પ્રકારનાં અંગનાં સુખો છે, તે તરફ તેમનું લક્ષ હોય છે ? આ સુખની તેમને પ્રબળ વાંચ્છના હોય છે કે તેનાપર તીવ્ર તીરસ્કાર ?

**સિ**મિયસ—મારા વિચાર પ્રમાણે ખરો તત્ત્વજ્ઞાની એ સુખનો તિરસ્કાર જ કરે છે.

**સૉ૦**—તત્વજ્ઞો દેહના મોહ ત્યજી, જેથી શાશ્વતકલ્યાણ સધાય છે એવા આત્મહિતનુંજ માત્ર ચિંતવન કરે છે, એમ તમે કહો છો ?

**સિ**મિયસઃ—જી.

**સૉ૦**—ત્યારે તો એ પણ સ્પષ્ટ થાય છે કે, સ્થૂલ દેહને અંગે પરતંત્રતા ભોગવતો આત્મા, (તત્વજ્ઞાન) કોઇ ગગનવિહારી વિહંગની પેઠે તેનાથી સ્વતંત્ર થવા સારૂ શરીરસમ્બન્ધને તોડવા વાસ્તે સતત મંથન કર્યા કરે છેઃ **સિ**મીયસ, હું એમ પણ માનું છું કે, આ શરીરના સંસર્ગથી જે અલિપ્ત રહે છે અને તેમાં જે સુખ માનતો નથી, તે જીવવાને સરજાયલોજ નથી; તેમ જે આ સુખનો ઉપભોગ કરતો નથી, તે મરણાવસ્થાની સાન્નિધ્ય આવી પહોંચ્યો છે, એ વાત ઘણા લોકોને ગળે ઉતરશે.

**સિ**મિયસઃ—તમારૂં કહેવું અક્ષરશઃ યથાર્થ છે.

**સૉ૦**—વળી, પરાર્થ જ્ઞાનસંપાદન કરતાં આ સ્થૂલ દેહ અંતરાયભુત નિવડે છે કે નહિ ? આ પ્રશ્નની સરલતા સારૂ એક ઉદાહરણ આપું, તો ચક્ષુ ( પ્રત્યક્ષ જોવાતુ ) અને કાન ( સંભળાતુ ) વડે જે જ્ઞાન આપણે પામીએ છીએ, તે સર્વાંશે વિશ્વાસપાત્ર હોતું નથી. આપણા પંડિતો કહે છે કે ઘણીવાર તો તે અસત્ય ઠરી, ભ્રમમાં નંખાવનાર તરીકે

નિવડે છે! અને આ તમે માનતા હો, તો પછી ઇતર ઇન્દ્રિયો માટે બોલવાનું રહેતુંજ નથી; કેમકે તેમની શક્તિયો આ બેઉના કરતાં ઓછીજ હોય છે. મારા આ મતમાં ત્હમારૂં કેટલું અંતર પડે છે?

સિમિયસઃ—લવ પણ નહિ.

સૉ૦—તો પછી આત્માને વાસ્તવિક જ્ઞાનની પ્રાપ્તિ ક્યારથી થવા માંડે? જ્ઞાન પામવા જતાં, જ્યાં સુધી આત્માને શરીર વળગી રહેલું હોય, ત્યાં સુધી તો હમણાં કહી ગયા એમ શરીર તેને સ્ખલન રૂપ નિવડવાનું!

સિમિયસઃ—હાસ્તો.

સૉ૦—ઠીક; તર્કથી અથવા અનુમાનશાસ્ત્રથી આત્માને ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે એ વાત તમને કબૂલ છે ને? અને ચક્ષુરિન્દ્રિય, કે શ્રવણેન્દ્રિય સુખ કે દુઃખ એવી કશી ઉપાધિયો ન હોય, તો આત્માની તર્કશક્તિ વધારે સંગીનપણે કામ કરી શકે કે નહિ?

સિમિયસઃ—આ વાત તમે ઘણીજ સુન્દર રીતે સમઝાવી.

સૉ૦—અને આત્મજ્ઞાન સંપાદન કરવામાં તન્મય હોઈ તત્વજ્ઞ આત્મા, એ સ્થૂલ દેહનો તિરસ્કાર નથી કરતો શું? સ્થૂલ દેહ નજ હત, અને કેવળ શરીરની ઉપાધિ રહિત આત્મા હત, તો બ્હેતર હતું, એવું તેઓ નથી વાંચ્છતા?

સિમિયસઃ—ત્હમે કહો છો એવોજ પ્રકાર હોય એમ મને લાગે છે.

સૉ૦—આત્માનો જે વિષય છે-દાખલા તરીકે ન્યાયઃ તે પદાર્થ છે કે નહિ? અર્થાત્ ત્હેનું અસ્તિત્વ હશે કે કેમ?

સિમિયસઃ—પદાર્થની સંજ્ઞા તેને મળવીજ જોઇએ.

સૉ૦—અને ન્યાયને સુન્દર, સારો, એવાં વિશેષણ અપાય કે નહિ?

સિમિયસઃ—અપાય.

સૉ૦—અને એ પદાર્થ તમે પોતાની આંખે કદિ નિહાળ્યો છે? અથવા કોઈ ઇતર ઇન્દ્રિયે પણ તેનો પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો

છે? હવે હું તે પદાર્થ સંબંધી વાત કરૂં છું. દાખલા તરીકે વિસ્તાર, આરોગ્ય, ધૈર્ય અને એવીજ વસ્તુના ભાવોને કદિ ત્હમે હસ્તસ્પર્શ કરી શક્યા છો? તેના સારા નરસાપણાનો અનુભવ શરીરદ્વારા થશે? એ પદાર્થોની સૂક્ષ્મ રીતે પરીક્ષા કરીને તેનું મૂળ શોધવામાં આત્માની જે સ્થિતિ યોગ્ય છે તે કાંઇ પ્રાપ્ત કરી લે તો તે કાર્યની સિદ્ધિ મેળવી શકશે એ તમે સ્વીકારશો કે નહિ?

સિમિયસઃ—ના કેમ કહેવાય?

સૉ૦—પદાર્થની પરીક્ષા કરવાનો તદન સહેલો અને સરળ માર્ગ એજ છે કે, દૃષ્ટિ કે કોઇ ગમે તે ઇન્દ્રિયનો અનુભવ પુષ્ટિકરણાર્થે ન લેતાં જે જે વિચાર જન્મે, તેનો સ્વતંત્રપણે નિર્ણય કરવો. શુદ્ધ વિચારશક્તિનો ઉપયોગ કરીને આંખ, કાન, વગેરે ઇન્દ્રિયોની ઓથ લીધા સિવાય પદાર્થ માત્રના મૂળ સ્વરૂપની શોધ કરવી. એ કાર્ય ચાલુ હોય ત્યારે અંગની ઉપાધિઓથી આત્મા છેક મુક્ત અને નિરાળો હોવોજ જોઇએ; કેમકે શરીરના કાર્યમાં આત્માને જરા પણ આંચકો લાગે, તો વિજ્ઞાનપ્રાપ્તિના માર્ગમાં વિઘ્નોજ આવે છે. પદાર્થોની પ્રકૃતિનુ જ્ઞાન મેળવવું હોય, તો તેને માટેનો માર્ગ આજ નથી શું?

સિમિયસઃ—મ્હને સમજાય છે કે એજ માર્ગ ઉત્તમ છે.

સૉ૦—અને આ તત્વ ઉપરથી એવું અનુમાન સિદ્ધ થાય છે કે જે સાચા તત્વજ્ઞો છે, તેઓનું એક એકની વચ્ચે, હું કહેવાનો છું એ રીતે પ્રસ્તુત વિષય ઉપર બોલવું થવું જોઇએ. આ વ્યવહારમાર્ગ, આપણો આત્મા અને આપણી વિચારશક્તિને ભ્રમમાં નાખે છે. કારણ કે, જ્યાં સુધી દેહ ટકી રહેલો છે, અને તે મોહજાળમાં ગુંચવાયલો છે, ત્યાં સુધી આપણી સત્યજ્ઞાનની પરિશોધનું કાર્ય ફળી શકશે નહિ. શરીરના પોષણ સારૂ ખોરાક જોઇયે, અને ખોરાક સંપાદવા સારૂ તેને લગતી લોલુપતા, જ્ઞાનપ્રાપ્તિના માર્ગમાં અનેક સ્ખલનો આણે છે, ઉપરાંત શરીરને થનાર વિવિધ પ્રકારની વ્યાધિયો પણ તે

સ્ખલનોનાં સહાયક બને છે. વળી શરીરને અંગે કામ, ભય, લોભ, જેવી અનેક વાસનાયુક્ત ઉપાધિયો રહેલી હોય છે. તેને લીધે તો "આ શરીર કદિ પણ આપણને જ્ઞાનપ્રાપ્તિ થવા દેશે નહિ" એવી કહેવાતી પ્રથાની સત્યતાની પ્રતીતિ થાય છે; અને તેનું કારણ બીજું શું હોય ? શરીર અને તેને અંગે વળગેલી વાસનાજ તેનાં કારણભૂત છે. વસ્તુતઃ વિચારીએ તો લઢાઇઓ સંપત્તિના લોભને લઇને જન્મ પામે છે અને એ સંપત્તિનો બ્હોળો સમૂહ જે જન એકઠો કરે છે તે માત્ર શરીરની તમામ ખાસિયતો પૂરી પાડવા વાસ્તેજ. તત્વજ્ઞાનમાં જે મુખ્ય પ્રતિબંધ છે તે આ શરીરનોજ; અને તેમાં વળી વધારે વિષમતા તો એજ ધર કરી રહી છે કે, શરીરપોષણની ચિન્તામાંથી સ્વલ્પ મુદત પરવાર્યા પછી જો આનંદથી ધ્યાનગ્રસ્ત હોઇએ, તો આપણને ન કળાય તેવી રીતે શરીરની ઉપાધિયો મનમાં દાખલ થઇ આપણને ધ્યાનભંગ કરી દે છે. અને આ પ્રકારની ઉપાધિ આપણાપર એટલું સંગીન દબાણ કરે છે તથા સખ્ત ઘેરો ઘાલી બેસે છે કે સત્યને ઓળખવામાં છેક શિથિલ થઇ જવાય છે. મતલબ કે, આ વિવેચનમાંથી આપણને એવો ધ્વનિ મળે છે કે કોઇ પણ બાબતનું વિશુદ્ધ સ્વરૂપ અને તેની સત્યતાની પરીક્ષા કરવી હોય, તો શરીરના આત્મા સાથેના સંબંધથી છૂટા થઇ કેવળ અમળ જે આત્મા છે, તેના દ્વારા જ્ઞાનપ્રાપ્તિનો પ્રયત્ન થવો જોઇયે. તાત્પર્ય કે જે જ્ઞાન મેળવવાની આપણી ચાહના છે, તે અવસાનકાળ પછીજ આપણને પ્રાપ્ત થનાર છે, અને આ સિદ્ધાન્તને તો તર્કશાસ્ત્ર પણ સાનુકૂળ છે. કારણ કે જ્યાં સુધી આપણા આત્માને આ શરીરનો સંબંધ હોય, ત્યાં સુધી કોઇ પણ વસ્તુના વિશુદ્ધ સ્વરૂપની માહિતી મળી શકે નહિ. આ ઉપરથી બે અનુમાન ઉપજાવી શકાશે. એક તો વસ્તુનું ખરૂં તત્વ સ્થૂલ શરીરના ટકાવ સુધી પમાતું નથી. પમાય, તો તે મરણ પછીજ; કેમકે મરણ પછી માત્ર શરીરના બંધનથી મુક્ત રહેવાનો

સંભવ છે; પણ મરણ પૂર્વે તો નહિજ. અને આ જન્મમાં તો શરીર-ની ઉપાધિથી આપણે જેટલા અલગ રહીશું, તેટલા તત્વજ્ઞાનની પાસે ને પાસે જઇ શકીશું. જેટલો તદન અપરિહાર્ય સંબંધ છે, તેટલોજ કેવળ રાખી, શરીરબંધનથી, ઈશ્વર આપણી મુક્તિ કરે ત્યાં સુધી, શરીરના સંબંધને લીધે આત્માને જે કલુષતા મળે છે તે ન મળે તેટલા વાસ્તે આપણે જેટલી કાળજી રાખીશું તેટલો તત્વજ્ઞાન માટેનો માર્ગ મોકળો થશે. મરણ પછી કેવળ શરીરસંબંધ છૂટવાથી, આપણીજ પેઠે પાછા મુક્ત થયલા બીજા પ્રાણીનો આપણી સાથે સમાગમ થઇ આંતરજ્ઞાનવડે પદાર્થોનું ખરૂં સ્વરૂપ એટલે આદિતત્વ સમજાતું જશે. પણ જેનો આત્મા પવિત્ર ન હોય, તેને જે જે મૂર્તિમંત શુચિત્વ છે, તેની નિકટ આવવાનો હક્ક નથી. ખરા તત્વજ્ઞોની ભાવના આ પ્રકારની હોય એમ મને સમજાયું છે, અને સિમિયસ, ત્હમે શું ધારો છો ?

સિમિયસઃ—મ્હને પણ એમજ લાગે છે.

સૉ૦—તો, જ્યાં જવા હું પ્રવૃત્ત થયો છું, ત્યાં જે પહોંચે તેને આલોકમાં ગમે તેટલી શોધ કરવા છતાં પણ જે વસ્તુ અપ્રાપ્ય છે, તે પ્રાપ્ત થવાની છે તો હવે પછી હું જે મુસાફરી કરનાર છું, તે મુસા-ફરી વડે શાશ્વત સુખની મને આશા છે, સત્ય તત્વ પામવા વાસ્તે આત્માની પવિત્રતા જળવાવી જોઇએ. એવી જેની દૃઢ ભાવના હશે, તેમને પણ મારી પેઠેજ ભાસશે; અને આત્માની શુદ્ધિ એટલેજ આત્માને શરીર સાથેના સંબંધથી નિરાળો કરવો. બહારના વિષયોમાંથી તેને નિવૃત્ત કરી, તેમાંજ તેનો લય કરવો, અને બને તેટલી શરીર સાથેના સંબંધની જાળ તોડી નાંખી આત્માને કશા પણ વિષય કે વિકાર વિહોણો બનાવી દેઈ રહાય તો આલોકમાં કે પરલોકમાં પોતા-નામાંજ પોતે તન્મય થઇ રહેવું.

સિમિયસઃ—તમે કહો છો એ વાસ્તવિક લાગે છે.

સૉ૦—અને મ્હને પૂછવા ઘો કે, જન્મથી માંડીને છેક આશાની

અવધો પૂરી થતાં સુધી પણ જે મરણની વાંચ્છના ધરાવી રહ્યો છે, અને મરવાની જે તૈયારીજ કરી રહ્યો છે, એવા માણસે તે લાંબી મુદતથી વાટ જોવરાવનાર મરણને પાસે આવતું જોઇ મોં ફેરવવું કે તેનો ડર ધરવો એ હાસ્યાસ્પદ નથી શું? અને એવું કરવું એટલે જન્મભર પળાયલા વ્રતનો ભંગ કરવા જેવું નહિ?

**સિ**મિયસઃ—ખરૂં કહો છો.

**સૅા૦**—ત્યારે આ સિદ્ધ વાત છે કે, સાચા તત્વજ્ઞોને મરણનો ડર હોતોજ નથી. તથાપિ તેથી ઉલટું આવનાર મરણથી પોતે પોતાને કૃતકૃત્ય થયો સમઝે છે. આવું અનુમાન કેવી રીતે ઉદ્ભવે? આમ કદાચ પૂછવાના હો, તો વિચારો કે જ્યારે તે આ શરીરનો તિરસ્કાર કરે છે, અને વિશુદ્ધ જે આત્મા તેનેજ અનુભવવાની વાંચ્છના ધરાવે છે, તો અવિચળ સુખનો અનુભવ મળે એવે સ્થળે જવાને તે આનાકાની સરખી પણ કરે? અને કરે તો તેની મૂર્ખાઈ નહિ? શરીર એક બોજારૂપ છે, અને તેના પ્રત્યે તેનો તિરસ્કાર હોઈ, તેનાથી છૂટા થવાનું ચહી વિજ્ઞાન પામવાનો તેમનો આંતરહેતુ હોય છે, તો પછી તેઓ જો ખરે અણીને પ્રસંગે ડરી જાય તો તેના જેવી બીજી મૂર્ખતા કઈ? રાખેલી સ્ત્રી કે વિવાહિત પત્ની કિંવા સંતાનનું મરણ થતાં કેટલાક લોક સ્વચ્છંદે આત્મહત્યા કરી પરલોકમાં જાય છે, અને એમ કરવામાં પોતાને જે પ્રિય માણસનો વિયોગ થયો હોય, તેનો પરલોકમાં પુનઃ મેળાપ થાય એવીજ ઇચ્છા તેમની હોય છે. આમ છે તો વિજ્ઞાનનો જે ખરો ભોક્તા છે, અને વિજ્ઞાન સર્વાંશે પરલોકમાં પ્રાપ્ત થાય, એવી જ્યારે દૃઢ માન્યતાજ છે, તો મરણ જેવી નજીવી વસ્તુથી નાહક ભયભીત થઈ આત્માને પ્રિય એવી જ્ઞાનમય વસ્તુ પામવામાં તેને વિલંબ કરવો જોઇએ કે? **સિમિયસ**! જે સાચો તત્વજ્ઞ છે, તે અપૂર્વ આનંદપૂર્વક ત્યાં જશે, કેમકે ઇહિલોકમાંથી કોઇ પણ રીતે મને કોઇ સ્થળેથી પ્રાપ્ત થવાનું નથી તેવું વિશુદ્ધ વૈજ્ઞાનિક તત્વ પરલોકમાં

મળનાર છે એવી તેમનામાં આત્મશ્રદ્ધા હોય છે. સારાંશ, તત્વજ્ઞોએ મરણથી ડરવું એ અનુચિત છે.

સિમિયસઃ—બેશક, અનુચિત છે. એમાં કશીજ શંકા નથી.

સૉ૦—અને જેને મરણનો ડર છે, તેને પ્રતિપક્ષી થયલા તત્વજ્ઞાનપર સ્નેહ નહિ, પણ તેનું શરીર, પૈસો કે આબરૂપર મોહ હોય છે એ સ્પષ્ટ થાય છેજ, અને એને વાસ્તે બીજી દલિલોની જરૂર નથી.

સિમિયસઃ—ખરૂં છે.

સૉ૦—તો આપણે જેને ધૈર્ય કહીએ છીએ, તે મુખ્યત્વે કરીને તત્વજ્ઞોમાં હોય છે, એમ શા માટે ન માનવું? અને ઇન્દ્રિય વૃત્તિનો નિરોધ અથવા મિત સેવન તરીકે આપણે જેને ઓળખીએ છીએ તે ગુણ શરીરની અનાસ્થા કરી, ઉદાસીન વૃત્તિથી રહેનારા તત્વજ્ઞોના સર્વોત્કૃષ્ટ સાધન તરીકે નથી શું?

સિમિયસઃ—કેમ નહિ?

સૉ૦—ને, ઇતર વર્ગનું ધૈર્ય અને મિત સેવન જોતાં, તે તત્વજ્ઞોના પ્રમાણમાં નજીવું નથી લાગતું?

સિમિયસઃ—એમ શી રીતે?

સૉ૦—ઇતર વર્ગ સર્વમાં મોટું સંકટ મરણનું સમજે છે તેથી.

સિમિયસઃ—બરાબર; હવે સમઝ્યો.

સૉ૦—વારૂ; હવે બીજી રીતે જોઇયે. જે લોકોને તમે શૂરવીર તરીકે ઓળખો છો, તે ધૈર્યથી પ્રાણનો ભોગ આપે છે ખરા, પણ ભોગ આપતાં એમની જે ભાવના હોય છે તે એવીજ કે, જો પ્રાણનો ભોગ નહિ અપાય, તો વળી વધારે સંકટમાં પીડા પામવી પડશે! અને આવી ભાવનાથીજ તેઓ મરવાને તૈયાર થયલા જણાય છે.

સિમિયસઃ—એ મારે કબૂલ કરવું પડશે.

સૉ૦—વાસ્તે એક તત્વજ્ઞાની સિવાયના બાકીના લોકો, બ્હીકના માર્યા શૂરવીર કે ધીરવીર બને છે, એમ આ પરથી સાબિત થયું.

સંકટ આવવાની બ્હીકને લીધે-પોતાના બ્હીકણુ સ્વભાવને લીધે-લોકો શૂર-ધીર કહેવાતા હોય, એ હસવા સરખું નહિ ?

સિમિયસઃ—તમે કહો છો એ બરાબર છે.

સૉ૦—અને એજ રીતે જે મિતસેવન કરવાપણાનો દાવો વ્હોરી લેનારા છે, તેને આ નિયમ લાગુ પડે છે. અમિત સેવનનુંજ પરિણામ મિતસેવન છે. કદાચ પ્રથમ દર્શને પ્રસ્તુત વાત અસંભવનીય જણાશે, તથાપિ જે મૂર્ખતા ભર્યું અને હસવા લાયક મિતસેવન આપણે હમેશાં વ્યવહારમાં નિહાળીએ છીએ તેનુંજ પરિણામ એ હોય એમ સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. કેમકે, જે મિતસેવન કરવાનો દાવો કરે છે, તે બીજા સુખોની જે તેમને સ્પૃહા હોય છે અને જેને આધીન પણ તે થયા હોય છે, તે સુખ સરકી જાય ના, તેવા ઉદ્દેશથી કોઇક પ્રકારનાં સુખોને તેઓ ત્યજે છે! ઇન્દ્રિયને અધિન થવું તે અમિતસેવન, એમ પોતે માનશે ખરા-આ સુન્દર લક્ષણ મ્હોડેથી કહેતાં છતાં અંદરખાને જોવા જતાં તે બીજા કોઈ પણ સુખને પૂર્ણપણે પરાધીન થયા હોય છે, અને તેથી કેટલાંક સુખો અનાયાસેજ વર્જ્ય થાય છે. મતલબ કે, કેટલાંક સુખોનું તે અમિતસેવન કરે છે, તેથી બીજાં કેટલાંક સુખો મિતસેવન તરીકે સમાઈ જાય છે.

સિમિયસઃ—હવે મને આ બાબત બરાબર સમઝાઈ.

સૉ૦ઃ—નીતિના સાચા સ્વરૂપને ઓળખવું હોય તો આપણે બહારના સ્વરૂપથી ભૂલ ખાવી ન જોઇએ. અમુક પ્રકારનાં સુખને ભોગે બીજાં કેટલાંક સુખોને આધીન થવું, એક પ્રકારનો ભય ટાળતાં બીજો કોઇક ભય ઉત્પન્ન કરવો, અથવા એકાદ દુઃખદ કલ્પનાને મનમાંથી કહાડી નાંખી બીજીને આશ્રય આપવો, એ કિંમતી નાણું વટાવી તેને બદલે હલકાં કિંમતનાં નાણાં લેવા જેવું થાય છે. આ નીતિનો સાચો અને સરળ માર્ગ નથી. વિજ્ઞાન જે એક સાચું નાણું છે, અને એ નાણું સંપાદન કરવા સારૂ બીજા સવ પ્રકારનાં નાણાં

મોબદલા તરીકે આપી દેવાં જોઇએ. એ વિજ્ઞાનરૂપી વિશુદ્ધ નાણુંના પ્રતાપેજ ધૈર્ય, મિતસેવન, ન્યાય વગેરે સદ્દ્‌ગુણો પ્રાપ્ત થાય છે. મતલબ કે સુખ, દુઃખ, ભય ઇત્યાદિ મનોવિકાર ઉપર અવલંબીને ન રહેતાં કેવળ વિજ્ઞાનના સંસર્ગથીજ રહેનારો જે સદાચાર છે, તેજ ખરી નીતિ છે. વિજ્ઞાન વગર અને દુઃખ, ભય વગેરે કારણો ઉપરથી ઉત્પન્ન થનારા સદ્દ્‌ગુણ તો નીતિનો આભાસ માત્રજ છે. તમોગુણથી રહિત એવા અંતઃકરણની શુદ્ધિ એજ સત્ય નીતિનો સિદ્ધાન્ત છે. સંયમ, ન્યાય, ધૈર્ય અને વિજ્ઞાન એ તામસ વિકારોની જગાએ કે તેની દહેશતથી ઉત્પન્ન થનારા નથી, પણ તામસ વિકારો વડે ચિત્તનું ક્ષાલન કરે છે. જે પૂર્વાચાર્યોએ પ્રાયશ્ચિતની યોજના કરી છે તે કોઇ સામાન્ય પુરુષોમાંના ન હતા. તેમનામાં બુદ્ધિમતા વિશાળ હતી, અને પ્રાયશ્ચિતો મુકરર કરવામાં તેમનો ઉપદેશ કરવાનો ઉદ્દેશ હતો. દીક્ષા લીધા સિવાય અને પાપનું ક્ષાલન કર્યા સિવાય જે પરલોકગમન કરશે તે નરકની ભયંકર ખાઇમાં અધઃપતન પામશે, અને જે યોગ્ય રીતે ચિત્તશુદ્ધિ કરીને અને પ્રાયશ્ચિત લઇને પરલોકગામી થશે તેને દેવલોકમાં સ્થાન મળશે. તેમણે પ્રાયશ્ચિત શાસ્ત્રરૂપે સૃષ્ટિના આરંભમાં મનુષ્ય માત્રને સૂચવ્યાં; કેમકે પ્રાયશ્ચિતના સંકલ્પ કરનારા બ્રાહ્મણો એમ કહે છે કે દેવનો ત્રિદંડ ધારણ કરનારા ઘણા છે. તથાપિ જેમની વૃત્તિ દેવોના જેવી થઈ છે, એવી વ્યક્તિયો તો વિરલજ હોય છે. અને જેની દેવોના જેવી વૃત્તિયો થઇ છે, તે સાચા તત્વજ્ઞો છે. અને આ ઉચ્ચપદે પહોંચવા હું આજ સુધી પ્રયત્ન અને મન્થન કરતો રહ્યો છું, અને યથાર્થ સિદ્ધ થાય એવીજ ક્રિયા હું મારા સમસ્ત જીવનમાં કરતો રહ્યો છું. મન્થન અને પ્રયત્નો નિષ્ફળ ન થતાં મને તેમાં યશ મળ્યો છે એ ઈશ્વરની કૃપા હશે, તો મને એક ક્ષણમાં જણાઇ આવશે. અરે સિમિયસ અને સિબ્સ! મારો તમને વિયોગ થશે અને આ વિશ્વમાં મારૂં વાસ્તવિક નિયમન કરનારાઓને હું હવે

ત્યજી જઈશ એ બદલ મને શોક શા સારૂ નથી થતો તે બધું મેં હમણાંજ સમજાવ્યું, અને જેવા સન્મિત્રો તથા સારા શાસનકર્ત્તા મને અહીં મળ્યા છે તેવાજ સન્મિત્રો અને શાસનકર્તા હું પરલોકમાં પણ પામીશ એવી મને આસ્થા છે. પ્રાકૃત લોકના માનવામાં આ વાત નથી આવતી. પણ મારા કેસ ( કામ )ની જેણે સુનાવણી કરી છે અને તેમના ઉપર મારા ભાષણની જે અસર થઇ છે તેથી તમારા ઉપર આ સમર્થનની અધિક અસર થશે તો હું સંતોષ પામીશ.

આ પ્રમાણે **સૉક્રેટિસ** બોલી રહ્યા પછી **સિબ્સે** સંવાદની શરૂઆત કરી:—

"અત્યાર સુધીનું તમારૂં કથન સઘળું મને માન્ય છે. માત્ર એક વાત લોકોને રૂચિકર નથી લાગતી તે એ કે, આત્માના સંબંધમાં તમે જે કહ્યું, તેના ઉપર લોકોનો ભરૂંસો પડતો નથી; કેમકે ઘણા લોકની કલ્પના એવી છે કે, શરીરમાંથી એક વાર પ્રાણ નીકળી ગયા પછી શરીર સાથેજ તેનો અંત આવે છે. શરીરમાંથી પ્રાણ બહાર નીકળતી વખતે ધૂમાડારૂપે કે વરાળરૂપે તે અંતરિક્ષ ઉડી જાય છે, અને અદૃશ્ય થાય છે. કેમકે જો તે સ્વતંત્રપણે રહેતો હત, અને તેને શરીરાદિથી મુક્ત કરી શકાતો હત, તો તમે કહ્યું તેના ખરાપણા વિષે નિશ્ચય કરવાને ઘટતું સાધન હતું. પણ મરણ પછી આત્માનું અસ્તિત્વ છે, તેને જ્ઞાન છે, અને ક્રિયા કરવાનું તેમજ વિચાર કરવાનું સામર્થ્ય તેનામાં હોય છે એનું સપ્રમાણ નિરૂપણ થયા સિવાય તે લોકોને આત્માના અસ્તિત્વપણાની વાત ગળે ઉતરશે નહિ.

**સૉ૦**—તમે કહો છો એ બરાબર છે. પણ આ વિષયના નિર્ણય ઉપર આપણે શી રીતે આવશું ? વારૂ; હું કહું છું તે સંભવિત છે કે નથી એ વિષે ચર્ચા કરવાનું આજ બેઠકમાં બની શકશે ?

**સિબ્સઃ**—આ વિષે તમારા વિચારો સાંભળવાની મને તીવ્ર જીજ્ઞાસા છે.

સૉ૦—આપણો આ પ્રસંગનો સંવાદ, જો કોઈ હાસ્યરસપ્રાધાન્ય નાટક રચનારના સાંભળવામાં આવશે, તો આપણે અપ્રાસંગિક વાતો કરીએ છીએ એવો આપણો ઉપહાસ તે પણ કરી શકશે નહિ. આ વિષયનો પૂર્ણ નિર્ણય કરવાનું તમે ચ્હાતા હો તો હું તમને કહું તે રીતે આ વાદ કરીએ, તો મરણ પછી પરલોકમાં આત્માને સ્થિતિ છે કે નહિ એનો ખુલાસો થશે.

આ વિશ્વ ત્યજીને ચાલ્યા જનારા આત્માઓ પ્રથમ અધોલોકમાં જાય છે ને ત્યાંથી પાછા આલોકમાં વસવાટ કરે છે, આવી પરંપરાથી મનાતી પ્રણાલિ છે. મરણ પછી મનુષ્યો પુનઃ આલોકમાં અવતરે છે એ વાત જો નિર્વિવાદ હોય, તો મરણકાળથી તે પુનર્જન્મ થતાં સુધીના વચલા વખતમાં તે અધોલોકમાં રહેતા હોવા જોઇયેજ. કેમકે જો વચમાં તેમની સ્થિતિજ ન હોય, તો તેમનું પરાવર્તનજ અશક્ય છે. જે આજ જીવિત દશામાં છે, તે પહેલાં મરણાવસ્થામાંથીજ અવતરેલા છે. એવી જો ખાત્રી ન થાય તો પછી બીજાં પ્રમાણો શોધવાં જોઇયે.

સીમ્સઃ—તમારૂં કહેવું ખરૂં છે.

સૉ૦—પણ પ્રતિપાદન કરવામાં આવતા મ્હારા તત્વના ખરાપણા માટેની ખાત્રી સારૂ કેવળ મનુષ્ય જાતિ વિષેજ વિચાર કરવો પુરતો નથી. ઇતર પ્રાણી, વનસ્પતિ અને જે કાંઈ ચેતનાત્મક છે, તેને અવલંબીને વિચાર કરવો જોઇયે. એવી રીતે સર્વ ચેતનાત્મક પ્રાણીઓની તૂલના કરી જોવાથી આપણને પ્રતીતિ થશે કે, જેની વિરૂદ્ધ જે હોય છે તેનાથી તેની વિરૂદ્ધના ધર્મની ઉત્પત્તિ થાય છે. દાખલા તરીકે, સુસ્વરૂપ વિરૂદ્ધ વિરૂપ છે, ન્યાય વિરૂદ્ધ અન્યાય છે, અને એવાજ અસંખ્ય પદાર્થો એક બીજાની વિરૂદ્ધ છે. જેનું જે વિરૂદ્ધ હોય, તેનાથી તેની અવસ્ય ઉત્પત્તિ થવાનીજ; કેમકે એ વિષે પણ આપણે વિચાર કરીએ. કોઈ પદાર્થને સ્થૂળતર થયલો કહેવામાં આવે, તો તે

પ્રથમ કૃશતર થયલો પણ હોવોજ જોઇયે, અને કૃશતર થયલો જોવામાં આવે, તો તે પ્રથમ સ્થૂળતર હોવો જોઇયે. તેમજ અતિશય બળવાનના વિશેષણને અંગે અતિશય અશક્તપણાનો ખ્યાલ પણ આવવાનોજ; અને એ રીતે અતિ ચપલની વિરૂદ્ધ અતિ મંદ કે જડની કલ્પના થવાની.

**સીબ્સઃ**—આ સત્ય વાતને પુરાવાની જરૂર નથી.

**સૉ૦**—વારૂ; કોઈ વસ્તુ વાસ્તે એમ કહેવામાં આવે કે પહેલા કરતાં આ ઘણી નરસી છે, તો તે પહેલાં સારી હોવાનો ખ્યાલ આવે; અને તે ખ્યાલ કંઈ ખોટો નથી. આમજ કોઈ વાત ન્યાયની કહેવામાં આવે, તો, તે પહેલાં અન્યાયની હતી તેમ નક્કી ઠરે છે.

**સીબ્સઃ**—હા, **સૉક્રેટિસ** !

**સૉ૦**—તો પછી વિરૂદ્ધવડે દરેક બાબત ઉત્પન્ન થાય છે એ સિદ્ધ થયું.

**સીબ્સઃ**—હા.

**સૉ૦**—પરન્તુ એ બે વિરૂદ્ધની અવસ્થા વચ્ચે સાધનભૂત ધર્મ કાંઈ નથી ? **આની** ઉત્પત્તિ **તેનાથી** અને **તેની** **આનાથી** એમ ઉત્પત્તિના બે પ્રકાર છે. મોટી અને ન્હાની વસ્તુની વચમાંનાં સાધનો વૃદ્ધિ અને ક્ષય છે એટલે ન્હાની વસ્તુની મોટી થવાનું સાધન વૃદ્ધિ કે ક્ષતિપણું થવું જોઇએ. વૃદ્ધિ અને ક્ષતિના જે ધર્મ છે તે મિશ્રણ કરવું, વિભાગ કરવા, તપાવવું, ઠંડું કરવું વગેરે અનેક પ્રકારના ધર્મ છે. આ વિક્રિયાનાં જુદી જુદી અવસ્થાઓનાં જો કે જુદાં જુદાં નામ નથી પણ તે ઉભય એકમેકમાથી ઉત્પન્ન થાય છે, અને તે અવસ્થા, કેટલાંક સાધનો વડે પ્રાપ્ત થાય છે.

**સીબ્સઃ**—બેશક.

**સૉ૦—તો પછી નિદ્રાવસ્થા વિરૂદ્ધ જેમ જાગૃતિ છે, તેમ જીવિતદશા વિરૂદ્ધ કશું ન હોય ?**

**સીબ્સઃ**—શા માટે નહિ ?

**સૉ૦**—અને તે શું ?

**સીબ્સઃ**—મને લાગે છે કે તે **મરણ** હોય.

**સૉ૦**—જીવન અને મરણ આ બે અવસ્થાઓ જો કે એક બીજાથી વિરૂદ્ધ છે, તથાપિ તે પણ એકમેકથીજ ઉત્પન્ન થએલી નથી શું ? અને એ ઉભય વચ્ચે કશી વિક્રિયા નથી થતી ?

**સીબ્સઃ**—થતી હશેજ.

**સૉ૦**—જીવન અને મરણ વિષે હમણાં હું જે વાત કરી ગયો, એ ઉભય વચ્ચે શો સંબંધ છે, તે પ્રત્યેકનો ઉદ્ભવ કેમ થાય છે, અને આગળ ઉપર તેની શી ગતિ થાય છે, એ બધું હું હવે કહીશ. મને પૂછવા દ્યો કે જાગૃતિ અને સુષુપ્તિ વચ્ચેનો સંબંધ કેવા પ્રકારનો છે ? સુષુપ્તિમાંથી જાગૃતિની અને જાગૃતિમાંથી સુષુપ્તિની ઉત્પત્તિ નથી શું ? અને સુષુપ્તિ એટલે નિદ્રાવસ્થા, તથા જાગૃતિ એટલે જાગૃતાવસ્થા એમ કેમ નહિ ?

**સીબ્સઃ**—તદ્દન સ્પષ્ટ છે.

**સૉ૦**—ત્યારે હવે જીવન અને મરણના યુગ્મનો વિચાર કરો; કૂહો, મરવું એ જીવવાની વિરૂદ્ધ નથી ?

**સીબ્સઃ**—વિરૂદ્ધજ.

**સૉ૦**—અને એકમાંથી બીજાની ઉત્પત્તિ પણ થાય છેજ ને ?

**સીબ્સઃ**—ખરેખર.

**સૉ૦**—અને, ત્યારે હવે તમે સમજ્યા હશો કે જીવનથી શાની ઉત્પત્તિ થવાની ?

**સીબ્સઃ**—મરણનીજ.

**સૉ૦**—ને મૃત્યુથી ?

**સીબ્સઃ**—જીવનનીજ થવી જોઇએ.

સૉ૦—તો શું પ્રત્યેક જીવાત્માનો જન્મ પણ મૃત્યુમાંથીજ થયેલો ?

સીબ્સઃ—મને તો એમજ લાગે છે.

સૉ૦—ત્યારે તો પાછું મૃત્યુ પછી આત્માનું રહેઠાણ કોઈ અન્ય લોકમાં થતુંજ હશે ?

સીબ્સઃ—આપનું અનુમાન મને વાસ્તવિક લાગે છે.

સૉ૦—પણ જન્મ અને મૃત્યુ પૈકી મૃત્યુના કાર્યની ઉત્પત્તિ સ્પષ્ટ-પણે પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છેઃ સ્પર્શથી પણ તેનું જ્ઞાન થાય છે, કેમ ?

સીબ્સઃ—ખરેખર.

સૉ૦—તો જીવનમાંથી જેમ મૃત્યુ જન્મે છે, તેમ મરણમાંથી તેની વિરૂદ્ધ—અર્થાત્ જીવન જન્મે છે એમ આપણે કહેવું, કે એ બાબતમાં માત્ર સૃષ્ટિનિયમ અપૂર્ણ ઠરાવવો ?

સીબ્સઃ—મરણની વિરૂદ્ધ જે અવસ્થા છે, તે તેમાંથીજ જન્મે છે એમ માનવું એ અપ્રતિહાર્ય છે.

સૉ૦—અને એ વિરૂદ્ધ અવસ્થા કઈ ?

સીબ્સઃ—પુનર્જન્મ.

સૉ૦—પુનર્જન્મ ઉપર શ્રદ્ધા હોય, તો તેમાંથી એટલોજ અર્થ આપણે તારવી કાઢીએ કે, જે મૃત્યુ પામ્યા છે, તે પુનઃ જન્મે છે. આમજ જીવંતદશાવાળાને માથે મૃત્યુ પણ નિર્માણ છે. મૃત્યુ પામેલા વાસ્તે જન્મ નિર્માણ છે, અને આ ઉપરથી પુરવાર થાય છે કે પુનઃ જન્મ પામતા સુધી મૃત્યુ પામેલા જીવને રહેવા સારૂ કોઈ સ્થાન હોવું જોઈએ.

આપણે અત્યાર સુધી જે જે બાબતોનો સ્વીકાર કરતા આવ્યા, તેટલા ઉપરથી તો મારી માન્યતા પ્રમાણે આ સિદ્ધાન્ત બેશક સ્પષ્ટ થાય છેજ. અને એ સિદ્ધાન્તને પ્રમાણોની પુષ્ટિ પણ સારી મળી હોય એમ મને લાગે છે. પ્રમાણો ઉપર તું પોતેજ વિચાર કરી જો.

આ પરસ્પર વિરૂદ્ધ બાબતોથી જો આ અન્યની ઉત્પત્તિ ન થતી હોત, તો, અને એક વિરૂદ્ધ બાબતમાંથી એકજ વિરૂદ્ધ બાબતનો સાક્ષાત અને કેવળ એકજ વાર જો જન્મ થતો હત, અને તે વિરૂદ્ધ બાબતમાંથી પહેલી વિરૂદ્ધ બાબતની યદિ પુનરાવૃત્તિ ન થતી હોત, તો સઘળી વસ્તુને એકજ પ્રકારની ક્રિયા લાગુ પડી પરિણામે તેની ઉત્પત્તિ અટકીજ પડે.

**સીબ્સઃ**—એટલે? તમે શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી.

**સૅા૦**—સમઝવું બહુ મુશ્કેલ નથી. ધારો કે વિશ્વમાં માત્ર એકલી નિદ્રાનીજ અવસ્થા હોય અને તેમાંથી જાગૃતિનો જન્મ ન થતો હોય, તો પદાર્થ માત્ર નિદ્રાવસ્થા ભોગવતાજ ભાસે! આમજ મિશ્રિત થયેલી વસ્તુનું જો પૃથક્કરણ ન થાય તો સઘળા પદાર્થો મિશ્રિત સ્વરૂપેજ દેખા દે! અને આ રીતે પ્રાણવાળા (દેહી) સૌ પદાર્થ જો મૃત્યુ પામે અને મૃત્યુ પછી તેની વિરૂદ્ધની અવસ્થાને—જન્મને ન પામે, તો સૌ પદાર્થ લય થયેલાજ હોવા જોઈએ. અને એવા ક્રમે પછી જીવન એ કશી વસ્તુજ ન રહે. કેમકે મૃત્યુ પામેલામાંથી નવાની ઉત્પત્તિ ન થાય તો હાલ જે જીવિતદશા ભોગતાં છે, તે મૃત્યુ પામે એટલે સર્વે મૃત્યુના ભક્ષ્ય હોઈ અંતે કાંઈજ રહેવાના નહિ!

**સીબ્સઃ**—આ સઘળું નિર્વિવાદ છે, ને મને તેમાં કશી શંકા નથી.

**સૅા૦**—મારી માન્યતા પ્રમાણે આની સત્યતા વિષે જરા પણ મતાંતર નહિ હોય, અને તેનું ખરાપણું સ્વીકારવામાં આપણે કંઈ ભૂલ કરતા નથી. કેમકે જન્મની પુનરાવૃત્તિ થાય છે એ વાત નિઃશંક છે, તેમજ મૃત્યુમાંથી જીવન જન્મે છે એ પણ નિર્વિવાદ ઠરે છે. અને આ જગતમાંથી જે આત્મા પ્રયાણ કરે છે, તેજ આત્મા પુનઃ દેહ ધરે છે. અને સારા આત્માને સારી અવસ્થા, તેમ ખોટાને ખોટી અવસ્થા પ્રાપ્ત થાય છે, એ પણ નિઃસંદેહ વાત લાગે છે.

**સૉક્રેટિસ**નું સંભાષણ હજુ ચાલુજ હતું, તેટલામાં **સિબ્સ** વચમાં બોલી ઉઠયોઃ–તમે હમણાં જે કહો છો, તેમાંનું કશું નવીન મને નથી લાગતું. કેમકે જે જ્ઞાન આપણે સંપાદન કરીએ છીએ, તે પૂર્વ જન્મના સંચિતમાંનુંજ સ્મરણ છે એવું મ્હેં અનેકવાર તમારે મ્હોડેથી સાંભળ્યું છે; અને આ નિયમ યથાર્થજ હોય તો વર્તમાન જન્મમાં સ્મરણરૂપે જે જ્ઞાન આપણને થાય છે, તે પૂર્વજન્મે સંપાદન કરેલું હોવાનું અનુમાન નિર્બ્રાન્ત છે. વળી દેહની પ્રાપ્તિ પૂર્વે આત્માનો બીજો અવતાર માન્યા સિવાય એ વાત અશક્ય ઠરે છે. મતલબ કે પૂર્વે સંપાદન કરેલા જ્ઞાનનું સ્મરણ માત્ર વર્તમાન જન્મે થાય છે, એ તત્વ ઉપરથીજ આત્માનું શાશ્વત છે એ સિદ્ધ થાય છે.

**સિમિયસઃ**—પરન્તુ એ તત્વની વાસ્તવિકતાનું પ્રમાણ શું ? એ તત્વની ઉત્પત્તિ હું વિસ્મૃત થયો છું, માટે કૃપા કરી આપ ફરી એકવાર કહી સંભળાવશો.

**સીબ્સઃ**—એ ઉત્પત્તિ અતિ મઝાની છે. વ્યવસ્થિત રીતે પ્રશ્નો પૂછાયાં જાય, તો આપોઆપ માનવહૃદયનું સમાધાન થઈ જાય ! પણ જ્ઞાન અને યોગ્ય તર્કશક્તિ સિવાય એ બાબત બનવી શક્ય નથી. ભૂમિતિની એકાદ આકૃતિ કે એવી કોટિની કોઈ બીજી બાબત દૃષ્ટિ આગળ રાખવાથી અમારા કહેવાની ખાત્રી તરતજ થશે.

**સૉ૦**—એના અનુભવ ઉપર જો ત્હમને શ્રદ્ધા ન હોય, તો એજ રીતે તમારી ખાત્રી થાય છે કે નહિ એ વિષે પ્રયત્ન તો કરી જુવો; શિખવું એટલે સ્મૃતિમાં આણવું, એમ માનવામાં તમને કંઇ હરકત છે ?

**સિમિયસઃ**—હરકત વધારે તો નથી, તથાપિ તમે જે સ્મૃતિ સંબંધી કહો છો તે હું સહર્ષ સાંભળીશ. **સીબ્સે** હમણાં જે કહ્યું, તે ઉપરથી મને તે લક્ષમાં આવતું હોય તેમ લાગે છે, પણ એ વિષે તમે જે સાધક પ્રમાણો કહેશો તે હું અતિ ઉત્સાહપૂર્વક શ્રવણ કરીશ.

**સૉ૦**—હું એ વાતની ઉત્પત્તિ એવી રીતે બતાવું છું કે જ્યારે

આપણુને એકાદ વાત યાદ આવે છે, ત્યારે તે વાત આપણી માહિતી-માં પ્રથમ હતી, એમ તો સૌ કોઈ કબૂલ કરશેજ.

સિમિયસઃ—અવશ્ય.

**સૉ૦**—ત્યારે આ સિદ્ધાંતની સાથે એક બીજો સિદ્ધાંત પણ માનવા જેવો એ છે કે, કોઈ વિશિષ્ટ પ્રકારે મળનારા જ્ઞાનને આપણે સ્મરણ કે યાદગીરીના નામથી ઓળખીએ છીએઃ અને 'વિશિષ્ટ પ્રકારે મળનારૂં જ્ઞાન' એમ કહેવાનું પણ કારણ છે, જે કારણ દૃષ્ટાંતથી ઠીક સમઝાશેઃ–સ્પર્શથી, કાનથી કે કોઈ બીજી ઇન્દ્રિય વડે આપણને કોઇ પદાર્થનું જ્ઞાન થાય છે, અને તેથી તે પદાર્થના સ્વરૂપને પમાય છે. હવે આ જ્ઞાન, ઉપરોક્ત બીજા કોઇ જ્ઞાનદ્વારા બીજા કોઇ પદા-ર્થની કલ્પના કરીએ છીએ કે બીજો કોઈ પદાર્થ મનમાં આણીએ છીએ ત્યારે તે બીજો પદાર્થ આપણને યાદ આવે છે એવું આપણે કહેતા નથી ?

સિમિયસઃ—તમારા કહેવાનું તાત્પર્ય મ્હારાથી સમઝાતું નથી.

**સૉ૦**—હું એમ પૂછું છું કે જે કોટિના જ્ઞાનવડે આપણે મનુષ્યને ઓળખીએ છીએ, તેજ કોટિના જ્ઞાનથી સારંગીને ઓળખી શકતા નથી ?

સિમિયસઃ—હં.

**સૉ૦**—તો એકમેક ઉપર માયા કરનારાં માનવહૃદયની સ્થિતિ તમે ન સમઝી શકો ? આપણા મિત્રની અથવા જેના ઉપર તેની પ્રીતિ હોય તેની સારંગી, કિંવા એકાદ વસ્ત્ર કે કોઇ બીજી વસ્તુ નિહાળતાંજ તે પ્રિય હૃદયની પ્રતિમા નેત્ર સમક્ષ પ્રત્યક્ષ ખડી થાય છે, આ પ્રકારના જ્ઞાનનું નામસ્મરણ અથવા યાદગીરીઃ સિમિ-યસને જોતાંજ **સીબ્સની** મૂર્તિ જ્યારે મનમાં ખડી થાય છે, ત્યારે પણ એમજ બનવાનું. આવાં અનેક દૃષ્ટાંતો આ વિષયને લગતાં આપી શકાય. આવાજ પ્રકારના જ્ઞાનને આપણે સ્મરણ કે યાદગીરી

તરીકે ઓળખીએ છીએ, અને વસ્તુતઃ વચમાં ઘણો વખત વ્યતીત થતાં–મુલાકાતની વેળાના પ્રસંગો ભૂસાવા માંડતાં, જ્યારે એકાદ વાત વિસારે પડવા માંડે છે, ત્યારે આપણને તેની ફરી યાદગીરી થઈ એમ આપણે કહીએ છીએ.

સિમિયસઃ—ખરૂં છે.

**સૉ૦**—એક પરિચિત અશ્વ, અને એક પરિચિત સારંગીને જોતાંજ તે અશ્વ ઉપર બેસનાર સ્વાર તથા તે સારંગી બજાવનાર ગાયક આપણને યાદ આવે છે, તો સિમિયસની છબી જોતાં **સીબ્સ**ની યાદદાસ્ત ન થાય શું ?

સિમિયસઃ—શા માટે નહિ ?

**સૉ૦**—અને આમ છે, તો સિમિયસ પોતે મૂર્તિમંત થતાંની સાથેજ તેનું પાછલું સ્મરણ પણ તાજું થવુંજ જોઇએ.

સિમિયસઃ—અલ્બત.

**સૉ૦**—ઠીક. કોઈ વાર સજાતીય તો કોઈ વાર વિજાતીય પદાર્થો ઉપરથી આપણને સ્મરણ સ્ફૂરી આવે છે, પણ સાદશ્ય ઉપરથી સ્ફૂરાતું સ્મરણ તે સાદશ્ય કે તે છબી જેની હોય તેની સાથે સર્વાંશે તે મળતાં આવે છે, કે તેમાં કંઈ ન્યૂનતા રહે છે, એ વિષે પ્રથમ દર્શને મનમાં વિચાર આવે છે કે નહિ ?

સિમિયસઃ—આવવોજ જોઇએ.

**સૉ૦**—અને 'સાદશ્ય' એ કોઇ પદાર્થ હોય તેમ તમે નહિ કબૂલો ? એક વૃક્ષ બીજા વૃક્ષ જેવું હોય છે, એક પત્થર બીજા પત્થર જેવો હોય છે, અને આમજ અન્ય અનેક પદાર્થો એકબીજાને મળતા હોય છે, તથાપિ મ્હારે જે કહેવાનું છે તે 'સાદશ્ય' નામના પદાર્થમાંથી જુદો પાડેલો જે ધર્મ અથવા ભાવ તે વિષે છે. અને કહેશો ? 'સાદશ્ય' એ શી વસ્તુ છે તે આપણાથી કળાય છે કે નહિ ?

સિમિયસઃ—કળી શકાય છે.

સૅા૦—અને મ્હેં હમણાં કહ્યું તે જ કોટિથી આ જ્ઞાન થાય છે કે બીજું કંઈ? એક સરખાં વૃક્ષો, એક સરખા પત્થર, અને એવીજ રીતના બીજા પદાર્થો જોયા સિવાય આપણને સમાનપણાની કે 'સાદૃશ્ય'ની કલ્પના થાય છે. ને 'સાદૃશ્ય' એટલે એ વૃક્ષ કે પત્થર નથી, પરંતુ સર્વ પદાર્થોમાંથી નોખો કરેલો ધર્મ છે–તમને આમ નથી લાગતું? વારૂ, વધારે ધ્યાનપૂર્વક સાંભળો. કહ્યાં તે વૃક્ષ, કે પત્થર હમેશાં એકજ સ્વરૂપે રહે છે, તથાપિ તે એકમેકના જેવાં ન હોવાનો ભાસ આપણને નથી થતો?

સિમિયસઃ—થાય છે જ.

સૅા૦—શું બોલો છો આ? સરખાં હોવા છતાં સરખાં ન હોવા જેવાં દેખાય છે? 'સાદૃશ્ય', અસાદૃશ્યનું રૂપ ધરે છે?

સિમિયસઃ—લવ પણ નહિ.

સૅા૦—ત્યારે સાદૃશ્ય અને જેમાં તે સાદૃશ્યત્વ છે એ બેઉ વસ્તુઓ એક બીજાથી નીરાળી છે?

સિમિયસઃ—ખચિત્ત.

સૅા૦—ત્યારે સરખી વસ્તુઓ જો કે સાદૃશ્યથી ભિન્ન છતાં, તે સાદૃશ્યની કલ્પના અને તેનું જ્ઞાન એ તેના ઉપરથીજ પ્રાપ્ત થાય છે, એ તમારે કબૂલ કરવું પડશેજ.

સિમિયસઃ—હં.

સૅા૦—અને જે વસ્તુને અંગે આવતી સાદૃશ્યની કલ્પના, તે વસ્તુ કને એ સાદૃશ્ય, તે વસ્તુ સાથે એ સાદશ્યને નિસ્બત હોય કે ન હોય ત્હોય તે સાદૃશ્ય ઉપરથી તે વસ્તુની કલ્પના મનમાં થવાની જ ને?

સિમિયસઃ—બેશક.

સૅા૦—વારૂ, એક વસ્તુ જોતાં જ્યારે કોઇ બીજો પદાર્થ મનમાં ઉતરે છે, ત્યારે તે તેના જેવો છે કે નહિ તે વિષે તમે સ્પૃહા રાખતા

નથી. પણ એવી રીતે કોઈ પદાર્થ મનમાં આવે, તો આપણને તે યાદ આવ્યું, એમજ કહીએ છીએ ?

સિમિયસઃ—હા.

સૉ૦—જ્યારે આપણે સરખાં વૃક્ષ અથવા કોઇ બીજી સરખી વસ્તુઓને જોઇએ છીએ ત્યારે સરખાપણાની કે સાદૃસ્યની જે કલ્પના આપણા મનમાં જન્મે છે તે કલ્પનાની બરાબરજ મળતાપણું એમાં હોય છે કે ?

સિમિયસઃ—બિલકુલ નહિ.

સૉ૦—ત્યારે આપણને–બન્નેને એક બીજી વાત પાછી એ માન્ય કરવાની કે સાદૃસ્યની કંઇ કલ્પના આપણા મનમાં હોય છે, અને મનુષ્ય જ્યારે એકાદ વસ્તુ દેખે છે, તથા થોડે દરજ્જે તે કોઈ બીજી વસ્તુના જેવી હોવાનું કલ્પાય છે, ત્યારે તેના મનમાં સરખાપણાની કે સાદૃસ્યની જે કલ્પના હોય છે, તેની સાથે એ સરખાવી જુએ છે એ સ્પષ્ટ છે. પછી ગમે તો એ વસ્તુ તે સાદૃસ્યની કલ્પનાને સર્વાંશે મળતી ન આવે તોપણ તેનું કાંઇ નહિ.

સિમિયસઃ—ખસૂસ એવી કલ્પના મનમાં હોવીજ જોઇએ.

સૉ૦—અને જે સમાનપણાની કલ્પના આપણા મનમાં મૂર્તિમંત હોય છે તેની સાથે મળતી વસ્તુ આપણે જ્યારે મેળવી જોઇએ છીએ ત્યારે એવુંજ નથી બનતું કે ?

સિમિયસઃ—તેમ બનવુંજ જોઇએ.

સૉ૦—તો પછી, આ સરખી વસ્તુઓ દીઠા પૂર્વે સમાનપણાની કલ્પના આપણા મનમાં હોવી જોઇએ, અને એના ઉપરથી સમાન જણાતી વસ્તુ દૃષ્ટિ સંમુખ આવે એટલે તે તદ્દન સરખી ન હોય છતાં સરખાપણાનો વિચાર આપણને આવે છે.

સિમિયસઃ—યથાર્થ છે.

સૉ૦—પણ આપણે આટલું તો નક્કી કર્યું છે કે, સાદૃસ્યની

કલ્પના દૃષ્ટિ, સ્પર્શ ઇત્યાદિ જ્ઞાનેન્દ્રિયદ્વારા થાય છે; અને ઇન્દ્રિયગોચર પદાર્થ હોય કે બુદ્ધિગોચર હોય તે સૌને આજ નિયમ લાગુ પડે છે.

સિમિયસઃ—ત્હમારા અભિપ્રાયને કોઇ પણ નિયમ અપવાદક નથી.

સૉ૦—તો પછી જ્ઞાનેન્દ્રિયદ્વારા પ્રાપ્ત થતી સાદૃશ્યની કલ્પના પ્રમાણેજ ઇન્દ્રિયગોચર થનારા સૌ પદાર્થોની આ મનોગત સાદૃશ્ય તરફ પ્રવૃત્તિ હોય છે, પરન્તુ તે સાદૃશ્ય તદ્દન તંતોતંત નથી ઉતરતા ને ?

સિમિયસઃ—સૉક્રેટિસ ! ત્હમે કહો છો એમાં કશીજ શંકા કરવા જેવું નથી.

સૉ૦—સારાંશ એજ કે જોવું, સ્પર્શવું વગેરે ઇન્દ્રિયોનો ઉપયોગ કરી જોતાં પહેલાંજ આપણુને સાદૃશ્યની કલ્પના થાય છે, તે ન હત તો ઇન્દ્રિયગોચર થનારા પદાર્થોની આ મનોગત સાદૃશ્યની સાથે આપણે તૂલનાજ કરી શકત નહિ. અને એ સઘળા પદાર્થ તે સાદૃશ્યની હુબહુ જો કે બરાબર નથી ઉતરતા, છતાં તેના તરફ તેમની પ્રવૃત્તિ છે એ પણ આપણા મનમાં ઉતર્યું હત નહિ.

સિમિયસઃ—પ્રતિજ્ઞાવાક્ય ઉપરથી આ સિદ્ધાન્ત અવશ્ય નીકળે છેજ.

સૉ૦—પણ જન્મતાની સાથેજ, નેત્ર, કાન વગેરે ઇન્દ્રિયોનો આપણે ઉપયોગ કરવા લાગ્યા એ વિષે આપણાથી ખાતરી નથી અપાતી.

સિમિયસઃ—શા માટે નહિ.

સૉ૦—ત્યારે તે વખતના પહેલાં અર્થાત્ જન્મની પૂર્વેજ આ સાદૃશ્યનું જ્ઞાન આપણુને થાય છે એવું અનુમાન આપોઆપજ થયું !

સિમિયસઃ—એ નિર્વિવાદ વાત છે.

સૉ૦—તો હવે જન્મ પૂર્વે સાદૃશ્યનું જ્ઞાન થાય છે, એમ પણ સિદ્ધ થયુંજ.

સિમિયસઃ—મ્હને તો એમજ લાગે છે.

સૉ૦—અને સાદૃશ્યનું જ્ઞાન જો જન્મપૂર્વેજ થાય છે તો જન્મની અગાઉ પદાર્થોનું જ્ઞાન આપણુને થાય છેજ, અને અવતરતાની

સાથેજ તે જ્ઞાન આપણને મળે છે, અને તે કેવળ એકલા સાદશ્યનુંજ નહિ પણ આ નાનું છે, ને આ મોટું છે, એમ વિવિધ પ્રકારનું જ્ઞાન મળે છે. આ અનુમાન પણ આમ સહસા જન્મેછે જ. કેમકે સાદશ્ય વિષે જે હમણાં મ્હેં કહ્યું તે સારાપણું, ન્યાય, પવિત્રતા વગેરે વસ્તુ માત્રના ધર્મને લાગુ પડે છે. સારાંશ, જન્મતા પૂર્વેંજ આ સઘળું જ્ઞાન આપણને હોવુંજ જોઇએ, એવું અનુમાન ઉદ્ભવે છે.

સિમિયસઃ—હા.

**સૉ૦**—અને એ જ્ઞાન આપણને હોવા છતાં જો આપણે આસ્તે આસ્તે પ્રતિ દિવસે તે ભૂલતા ન જઇએ તો ઉત્પન્ન થતાંજ તે જ્ઞાન આપણને હોવું જોઇએ. બલ્કે, સર્વ જન્મપર્યંત તે આપણને હોવું જોઇએઃ કેમકે જાણવું એટલે જે જ્ઞાન પૂર્વે પ્રાપ્ત થએલું હોય તેનું રક્ષણ કરવું અને ગુમાવવું એટલોજ અર્થ છે. તેમજ પૂર્વે જે જ્ઞાન હતું, તે ન ગુમાવવું એનુંજ નામ ભૂલવું કહેવાય.

સિમિયસઃ—**સૉક્રેટિસ**! તમે સાચુંજ કહો છો.

**સૉ૦**—જન્મતા પૂર્વેંજ તે જ્ઞાન આપણામાં હોવા છતાં જો તે ગુમાવ્યું હોય અને આપણી જ્ઞાનેન્દ્રિયદ્વારા આપણે જે સંપાદન કર્યું–એટલે શિખ્યા હોઇએ તો એ શિખવાને ‘સ્મરણ’ કે યાદદાસ્ત કહેવું એ ખોટું છે?

સિમિયસઃ—જરા પણ નહિ.

**સૉ૦**—કોઈ મનુષ્યે એકાદ વસ્તુ દીઠી કે સાંભળી, અથવા બીજી કોઈ ઇન્દ્રિયદ્વારા તેને તેનું જ્ઞાન થયું, તો તે ઉપરથી પૂર્વે વિસ્મૃત થએલી એકાદ બીજી બાબતની કલ્પના તેના મનમાં આવે એ સંભવિતજ છે. અને આ બીજી બાબતનો પહેલી સાથે જરા પણ સંબંધ હોય તો તે પુરતો છે; પછી સાદશ્ય હોય કે નહિ તે જૂદી વાત છે.

આટલી વાત તો તમને માન્ય થઈ છે. અને એટલું માન્ય કર્યું

એટલે તેમાંથી બે અનુમાનો અવશ્ય નીકળે છે. એક તો આપણે જન્મ્યા ત્યારથી આપણને આ જ્ઞાન હતું અને તે આપણે સંભાળી રાખ્યું કે યાદદાસ્તના સાધને તેને પુનઃ સંપાદન કર્યું. આ બે અનુમાનો પૈકી તમને કયું વધારે ગમે છે? આ જ્ઞાન સાથે આપણે જન્મીએ છીએ, કે એ જ્ઞાન પૂર્વે હોવા છતાં તે ભૂલી જવાથી આપણે પુનઃ પ્રાપ્ત કરીએ છીએ?

**સિમિયસઃ**—ખરૂં પૂછો તો, **સૉક્રેટિસ**! હું એટલો ગુંચવાયો છું કે એ બે પૈકી શાને પસંદ કરવું તે મારાથી એકદમ કહી શકાતું નથી.

**સૉક્રેટિસઃ**—ઠીક, હમણાં હું કહું તે તરફ લક્ષ આપો ને પછી પસંદગીવાળું અનુમાન મને કહેજો. ધારો કે, અમુક મનુષ્યને એકાદ વસ્ત્રનું જ્ઞાન છે તેને તે જ્ઞાનનું કારણ કહેતાં આવડશે કે નહિ?

**સિમિયસઃ**—આવડવુંજ જોઇએ.

**સૉ૦**—હમણાં આપણે જે વિષે વાત કરીએ છીએ, તેનું કારણ સૌ કહી શકે એમ તમને લાગે છે?

**સિમિયસઃ**—જો એમ સઘળાનેજ કહેતાં આવડે, તો ઘણી સારી વાત; પણ કારણ કહેનારો મનુષ્ય કાલે આ જગતમાંથી જતો રહેશે એવી દેહશત લાગે છે!

**સૉ૦**—એટલે કે, એ જ્ઞાન સર્વને નથી એમ તમે સ્વીકારો છો?

**સિમિયસઃ**—અલબત.

**સૉ૦**—તો પછી, જે વાતનું જ્ઞાન તેને પૂર્વે હતું તે જ્ઞાનને તે સંભારે છે કે?

**સિમિયસઃ**—તેવું હશે.

**સૉ૦**—આપણા આત્માને તે જ્ઞાન ક્યારે મળેલું? બેશક, આ મનુષ્યાવતાર પામ્યા પછી તો નહિજ.

**સિ૦**—હા, આ જન્મમાં આવ્યા પછી તો નહિ.

**સૉ૦**—એટલે આ જન્મની પૂર્વેજ થએલું હોવું જોઈયે ને?

સિ૦—એમાં કશો સંશય નથી.

સૉ૦—ત્યારે આ જન્મ પૂર્વે આત્માને કોઈ અવસ્થા હતી, અથવા આ માનવદેહની પ્રાપ્તિ પહેલાં કોઈક સ્થિતિ હતી, ને તે સ્થિતિમાં તે આત્માને જ્ઞાન, સમજણ વગેરે થવાનું સામર્થ્ય હતુંજ!

સિ૦—એ જ્ઞાન કદાચ જન્મતાંજ મળ્યાની કલ્પના કરીએ, તો પછી એ સિવાય બીજો કોઇ સમય એ જ્ઞાનપ્રાપ્તિ માટે સંભવતોજ નથી.

સૉ૦—ભલે તેમ હોય, પણ એ જ્ઞાન કયા સમયે નષ્ટ થએલું હોવું જોઇએ? કારણ હમણાંજ આપણે એવા અનુમાનપર આવેલા કે એ જ્ઞાન આપણે સાથે નથી લાવેલા. તો જે ક્ષણે તે પ્રાપ્ત થયું તેજ ક્ષણે નષ્ટ પણ થયું કે શું? અથવા તેના માટેનો કોઈ બીજો સમય સંભવે છે?

સિ૦—મ્હારા કહેવામાં કશો અર્થ ન હતો, એ હવે સમઝાયું!

સૉ૦—ત્યારે મ્હારા સિદ્ધાન્તને અપવાદ નથી એમ માનવું જોઇએ. મ્હારો સિદ્ધાન્ત એવો છે, કે આપણે હમેશની હિલચાલો–જેવી કે–ન્યાય, ભલાઇ, વગેરેનાં જે તત્વો છે અને જેની સાથે આપણે ઇન્દ્રિય-ગોચર થનારા સઘળા પદાર્થોની સરખામણી કરીએ છીએ. તેમજ જે તત્વો આપણા આત્મતત્વ સાથે સજાતિય છે તે સઘળા પદાર્થોને પ્રાયઃ અસ્તિત્વ છે, તો આપણા આત્માનું પણ અસ્તિત્વ છેજ, અને એ અસ્તિત્વ, આપણે આ દેહ ધર્યા પૂર્વેથીજ હોવું જોઇએ. એ કહેલા પદાર્થોનું જો અસ્તિત્વ ન હોય, તો આપણો આ વિવાદગ્રસ્ત વિષયજ વ્યર્થ છે. અને એ સૌ પદાર્થોનું અસ્તિત્વ આપણે સ્વીકારીએ, તો તેની સાથે આપણા આત્માનું અસ્તિત્વ પણ આ જન્મ પૂર્વેથી હોવાની માન્યતા અપરિહાર્ય છે. મતલબ કે પદાર્થોનું અસ્તિત્વ ન માનીએ તો આપણા આત્માનું અસ્તિત્વ પણ નજ હોય. હું ધારૂં છું કે આ અનુમાન તદ્દન યોગ્ય અને અપરિહાર્ય છે.

સિ૦—તમે કાઢેલું આ અનુમાન જેટલું યોગ્ય લાગે છે તેટલુંજ

વિસ્મયજનક પણ લાગે છે. પ્રતિપાદનથી એમ સિદ્ધ થએલું, કે આ જન્મ પ્રાપ્ત થતા પૂર્વે પણ આત્માનું અસ્તિત્વ હતું, અને તેજ પ્રમાણે જે પદાર્થોનું તત્વ આપે હમણાંજ કહ્યું, તેનું પણ અસ્તિત્વ હતું. વળી તમારા ઉપપાદન ઉપરથી એ નીકળે છે કે, માનવજાતિને અભિલાષણીય અને ઉન્નત એવી કેટલીક અવસ્થા આવવાની છે. મને તો હવે એમ લાગે છે કે, ન્યાય, સત્ય વગેરે પદાર્થોનાં તત્વો તદ્દન સ્પષ્ટ અને યુક્તિસિદ્ધ છે, અને તમે તેમનું અસ્તિત્વ સપ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું છે.

**સૉ૦**—હજુ **સિબ્સના** મનને સંતોષ કરી આપવાનું બાકી છે, માટે હવે આપણે એના ભણી વળીએ.

**સિમિ૦—સિબ્સ** જેવો હઠીલો માણસ કોઈ નહિ હોય. તે જે એક પકડી રાખશે, તે ગમે તેટલો બુદ્ધિવાદ કરવા છતાં પણ તેને છોડશે નહિ. આમ છે તોપણ તમારો કોટિક્રમ સંપૂર્ણ ખાતરી અને સંતોષ આપનારો છે એટલું તો તે પણ કબૂલ કરશે. પણ, વળી વચમાં એક બીજી વાત મ્હારે તમને પૂછવાની છે, કે આ જન્મ ધારણ થતા પહેલાં આપણા આત્માને અસ્તિત્વ હતું, એ વિષે તો મારી ખાતરી થઈ, પણ મરણ પછી આત્માને સ્થિતિ છે એ વિષે સારી પેઠ પ્રમાણો મેં હજુ નથી સાંભળ્યાં. મરણ પછી આત્મા હવા ભેળો મળી જાય છે, ને તે પછી તેની સ્થિતિ રહેતી નથી, એવી લોકની સમજ છે. અને ખરૂં પૂછો તો આ દેહમાં દાખલ થતા પહેલાં આત્માને જન્મ કેમ ન હોય, એ મારાથી સમજી શકાતું નથી. અને દેહથી આત્મા વિરક્ત થયો એટલે દેહનો નાશ થાય છે, તે પ્રમાણે આત્મા પણ કેમ વિલય ન પામે, એ મારાથી સમઝાતું નથી.

**સીબ્સઃ—સિમિયસ** ! તમારૂં કહેવું તદ્દન વ્યાજબી છે. મને તો એમ લાગે છે કે **સૉક્રેટિસે** કરેલી પ્રતિજ્ઞાનો માત્ર અર્ધ ભાગજ તેમણે સિદ્ધ કર્યો છે. દેહ પૂર્વે આત્માને સ્થિતિ છે, એટલું તેમણે

સિદ્ધ કરી આપ્યું; તથાપિ તેમની પ્રતિજ્ઞા પૂરી થવાને બીજી એક બાબત સિદ્ધ કરી આપવી જોઈયે. તે એ કે જેમ આ દેહમાં દાખલ થતા પહેલાં આત્માને સ્થિતિ છે તેજ પ્રમાણે દેહના અંત પછી પણ તે સ્થિતિ કાયમ છે.

સૉ૦—પણ એ બાબતની સિદ્ધતા તો મેં પ્રથમજ કરી બતાવેલી છે. જે વાત મેં પાછળથી સિદ્ધ કરી બતાવી, ને જે તમે પહેલાં કબૂલ કરી છે, એ બેઉ બાબતોને એકઠી કરીએ એટલે મારા કહેવાનો સઘળો ભાવાર્થ તમે સમજી જશો. હાલ જે જીવિત-દશામાં છે, તે મૃત્યુમાંથીજ જન્મ પામ્યા છે, એ વાત ત્હમે પહેલાંજ કબૂલ કરી ગયા છો. જન્મ ધારણ કર્યા પહેલાં આપણા આત્માનું અસ્તિત્વ હતું, એ વાત જો સાચી છે તો તે મૃત્યુના ઉદરમાંથીજ ઉત્પન્ન થાય છે, એમ કહેવુંજ જોઈએ. અને જો તેને ફરી જન્મવાની આવશ્યકતા છે, તો આપણા મરણ પછી તેમ શા વાસ્તે ન બને, એ માટે કાંઈ કારણ નથી. મતલબ, કે તમે જે પૂછો છો તે સિદ્ધ થયું છે; તથાપિ પ્રસ્તુત વિષયનું સરલ રીતે સ્પષ્ટીકરણ કરવું એવી તમારી ઇચ્છા હોય એમ મને લાગે છે. અને ન્હાનાં બાળકની માફક તમને એવો ડર લાગે છે કે એકવાર શરીરમાંથી પ્રાણ નીકળી ગયો એટલે તે હવામાં મળી જઈ ચાર દિશામાં દિશા ભેળો ભળી જાય છે.

સૉક્રેટિસના આ ભાષણથી સીબ્સને હસવું આવ્યું અને તે બોલ્યોઃ—

" ઠીક ત્યારે, ભલે તેમ હોય ! અમારો ભય ટાળો અથવા અમને એવો ભય બિલકુલ નથી લાગતો એમ સમજીને અમારી ખાતરી કરી આપો. સાચું કહેવરાવો તો અમારામાંના કેટલાકને તો તમે કહો છો તેવી બીક લાગે છે પણ ખરી; અને તેથી મૃત્યુ એક મહા ભયરૂપ ભાસે છે, તે ભય દૂર કરો.

સૉ૦—જો એવો ભય તમને લાગતો હોય તો તમે કોઈ યાંત્રિક ઉપાય કરો, એટલે ફાયદો થશે.

**સીમ્સ**—પણ તમારા ગયા પછી એવો ઉસ્તાદ સિદ્ધયાંત્રિક અમને ક્યાં મળનાર છે ?

**સૉ૦—ગ્રીસ**દેશ વિશાળ છે, અને તેમાં ઘણા વિદ્વાનો વસે છે. વળી જંગલી પ્રદેશો પણ પુષ્કળ છે તેને પણ શોધવા જોઈએ, અને એ શોધમાં પૈસા કે પરિશ્રમની તમારે જરા પણ પરવા કરવી ન જોઈએ. કેમકે તમારા પૈસાનો કે પરિશ્રમનો આવો ઉત્તમ રીતે ઉપયોગ કરવાને કોઈ બીજો વિષય નહિ મળે. વળી તમારામાં પણ એકાદ મનુષ્ય તો એવો મળી આવશે.

**સીમ્સઃ**—તમારી આજ્ઞાનુસાર એવા ઇસમને શોધી કાઢવાનો અમે પ્રયત્ન કરીશું. પણ આપ જે પ્રતિપાદન કરતા હતા તેજ ચાલુ રાખવાની કૃપા કરશો તો ઉપકાર થશે.

**સૉ૦**—બહુ સારૂં. હું તો તે માટે તૈયારજ છું.

**સીમ્સઃ**—આપનો મહદ ઉપકાર.

**સૉ૦**—ત્યારે હવે એ વિચારનો ઉપક્રમ આપણે આ પ્રમાણે ગોઠવવો જોઈએ. લય પામનારી વસ્તુઓ કઈ છે, અને તેનો કયો ભાગ લયને પાત્ર છે, આ પ્રશ્નના જવાબો પ્રથમ આપણે આપવા જોઈએ. ત્યાર પછી આત્માના સ્વરૂપનું નિરાકરણ કર્યા બાદ, તે થયેલા નિરાકરણ પ્રમાણે આશા કે ભય વેઠવા માટે આપણા મનની વૃત્તિને વાળવી જોઈએ.

**સીમ્સઃ**—ખરૂં.

**સૉ૦**—જે પદાર્થ સંયુક્ત હોય છે, એટલે બે અથવા વધારે પદાર્થો એકઠા કરવાથી તૈયાર થાય છે, તે માત્ર વિનાશને પાત્ર હોય છે, અને જે પ્રકારે તેમની ઉત્પત્તિ થાય છે તેજ પ્રકારે તેનો નાશ પણ થાય છે, એ વાત સાચી નથી કે? અસંયુક્ત અથવા સ્વતઃસિદ્ધ એવા જો કાંઈ પદાર્થ હશે તો તે માત્ર વિનાશને પાત્ર નથી એવું તમને નથી લાગતું ?

**સીબ્સઃ**—તમારૂં આ વિધાન તદ્દન સ્પષ્ટ છે.

**સૅા૦**—જે પદાર્થ સર્વ સ્થળે અને સર્વ કાળે એકજ સ્થિતિમાં હોય છે તે અસંયુક્ત હોવાનો વધારે સંભવ નથી કે? વળી જે પદાર્થ નિરંતર વિકારને પાત્ર હોય છે, અથવા જેની અવસ્થા હમેશાં બદલાય છે, તે ખરેખર સંયુક્ત હોવા જોઇએ, એમ તમને નથી લાગતુ?

**સીબ્સઃ**—મારો અભિપ્રાય તમારા મતને મળે છે.

**સૅા૦**—હમણુાંજ આપણે જે વિષે બોલતા હતા તેનુંજ દૃષ્ટાંત લઇએ, કેમકે તેના અસ્તિત્વ વિષે કશીજ શંકા નથી. સાદૃશ્ય, સૌન્દર્ય, સારાપણું, વગેરે ભાવોમાં અથવા ધર્મમાં વિક્રિયા કે તફાવત કદિ માલમ પડે છે વારૂ? કે તે હમેશાં જેમના તેમજ રહે છે? અથવા તે એટલા શુદ્ધ અને સ્વચ્છ છે કે તેમાં વિકાર કે ફેરફાર થવાનો બિલકુલ સંભવ નથી

**સીબ્સઃ**—એ ધર્મ હમેશાં વિકાર રહિત રહેવાજ જોઇએ.

**સૅા૦**—ઠીક. ત્યારે હવે આપણે મનુષ્યો, ઘોડા, પોષાક અને જંગમ વસ્તુઓ વિષે વિચાર કરીએ. હમણાં આપણે જે ધર્મો કહ્યા, તેની સાથે તે એટલાં વિરૂદ્ધ છે કે, તે જાતે વિકાર રહિત નથી. અને તેનો જે અન્ય પદાર્થો સાથે સંબંધ છે, તેમાં પણ તે વિકાર રહિત નથી? અર્થાત્ તેમનામાં ફેરફાર થઇને બીજા પદાર્થો સાથે તેમનો જે સંબંધ થાય તેમાં પણ ફેરફાર થાય છે?

**સીબ્સઃ**—તે એકજ સ્થિતિમાં કદિ પણ રહેતાં નથી.

**સૅા૦**—ત્યારે હવે એમ ધારો કે, એ દૃષ્ટિ, સ્પર્શ વગેરે ઇન્દ્રિયોને જણાય છે; પરન્તુ વિકાર રહિત જે ધર્મ હમણાં કહ્યા તે ભૌતિક ન હોઇ દૃશ્ય પણ નથી, અને કેવળ વિચારશક્તિથી તેનું જ્ઞાન માત્ર થાય છે.

**સીબ્સઃ**—**સૉક્રેટિસ**! આપનું કહેવું સત્ય છે.

સૉ૦—તમે ચ્હાતા હો તો એ દૃષ્ટાંતદ્વારા હું મારો મત સ્પષ્ટ કરી બતાવું. એક દૃશ્ય પદાર્થ અને બીજો અદૃશ્ય પદાર્થઃ એક હમેશાં એકજ સ્થિતિમાં રહેનાર પદાર્થનું અને બીજું હમેશાં વિકાર પામનારા પદાર્થોનું.

સીબ્સઃ—દૃષ્ટાંત લઈને આપ આ વિષય સ્પષ્ટ કરશો તો અમે વધારે ખુશી થઇશું.

સૉ૦—ત્યારે હવે આપણે વિચારીએ કે, મનુષ્ય પ્રાણી એ દેહ અને આત્મા એ બન્નેના સંયોગથી થયું નથી શું? અથવા એ સિવાય મનુષ્યપ્રાણીનું બીજું કાંઈ ઘટક અવયવ છે?

સીબ્સઃ—અવશ્ય નથીજ.

સૉ૦—હમણાં પદાર્થોના જે બે પ્રકાર કહ્યા, તેમાંના કયા સાથે આપણા શરીરનું મળતાપણું છે?

સીબ્સઃ—સૌ સ્વીકારે છે તેમ શરીર દૃશ્ય પદાર્થોની કોટિમાં આવે છે.

સૉ૦—વારૂ, આપણો આત્મા દૃશ્ય છે કે અદૃશ્ય?

સીબ્સઃ—મનુષ્યને તો તે દેખાતો નથી.

સૉ૦—પણ આપણે જ્યારે દૃશ્ય અને અદૃશ્ય પદાર્થ વિષે વાત કરીએ છીએ ત્યારે માનવજાતના સંબંધીજ આપણે બોલીએ છીએ. તો હવે તમારે મારા પ્રશ્નનો ઉત્તર તો આપવોજ પડશે. આત્મા દૃશ્ય છે કે અદૃશ્ય?

સીબ્સઃ—તે દૃશ્ય નથી.

સૉ૦—ત્યારે શું તે અભૌતિક અને અદૃશ્ય છે?

સીબ્સઃ—હા.

સૉ૦—જો એમ છે, તો અદૃશ્ય પદાર્થોના વર્ગ સાથે શરીર કરતાં એનું અધિક સાદૃશ્ય છે. તેમજ દૃશ્ય પદાર્થોના વર્ગ સાથે આત્મા કરતાં શરીરનું સાદૃશ્ય વધારે છે.

સીબ્સઃ—આપ કહો છો તે યથાર્થ છે.

સૉ૦—જ્યારે કોઈ પણ બાબતનો વિચાર કરવા સારૂ, આત્મા શરીરનો ઉપયોગ કરે છે—અર્થાત્ આંખ, કાન, ઇત્યાદિ ઇન્દ્રિયો દ્વારા પદાર્થોનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવે છે ( અને એવા પ્રકારે પદાર્થોનું જ્ઞાન મેળવવાનું સાધન માત્ર શરીર છે ) ત્યારે વિકારને માત્ર એવા પદાર્થો ઉપર આત્માની પ્રેરણા શરીર કરે છે એમ કહેવું એ વાસ્તવિક નથી ? એ સ્થિતિમાં દારૂડીઆની પેઠે આત્મા ગૂંચવાય છે, માર્ગ ભૂલે છે ને લથડીઆં ખાય છે; એનું કારણ એજ કે તે એ વખતે જડ પદાર્થ સાથે સંયુક્ત થયેલ હોય છે. પણ એથી ઉલટું એટલે આત્મા જ્યારે દેહની મદદ લીધા સિવાય પોતે પોતાનામાંજ વિચારનિમગ્ન હોય છે, ત્યારે જે શુદ્ધ, અમર અને અવિકારી હોય છે, તેમાંજ તે ગુંથાયલો હોય છે. અને આ પદાર્થો આત્મા સાથે સજાતિય હોવાથી તેમાં જ્યારે તે રમમાણ થાય છે ત્યારે સ્વાધીન હોય છે. આ સ્થિતિમાં તેના ભ્રમનું નિરસન થાય છે, અને અવિકારી પદાર્થો સાથે તેનો યોગ થવાને લીધે તે સ્વતઃ અવિક્રિય રહે છે. આત્માની આ અવસ્થાને "વિજ્ઞાન" કહેવાય છે.

સીબ્સઃ—આ નિરૂપણ આપે બહુ ઉત્તમ રીતે કર્યું, અને ઘણું મહત્વનું તત્વ કહ્યું.

સૉ૦—ત્યારે હવે કહેશો કે પદાર્થોના કયા વર્ગ સાથે આત્માનું સાદશ્ય છે ?

સીબ્સઃ—સૉક્રેટિસ ! મ્હને એમ લાગે છે કે તમારી વિવાદ-પદ્ધતિથી મન સંપાદન ન થાય એવો મૂર્ખ કે હઠીલો કોઈ ભાગ્યેજ હશે. અને વિકારી પદાર્થો કરતાં અવિકારી પદાર્થો સાથે આત્માનું સાદશ્ય વિશેષ છે, એ સૌ કોઈ કબૂલ કરશે.

સૉ૦—અને શરીરનું સામ્ય શાની સાથે છે ?

સીબ્સઃ—બીજા વર્ગ સાથે—એટલે વિકારી પદાર્થોના વર્ગ સાથે.

સૅા૦—હવે આપણે આજ વિષયનો બીજી રીતે વિચાર કરી જોઈએ. આત્મા અને શરીર વચ્ચે જ્યાં સુધી સંબંધ છે ત્યાં સુધી સૃષ્ટિની એવી ઘટના હોય છે કે એ પૈકી એકે આજ્ઞાધારકતા અને દાસ્ય કરવું અને બીજાએ આજ્ઞાકારક અને અધિકારી બનવું. હવે આ બન્ને સ્વરૂપમાંનું કયું સ્વરૂપ ઈશ્વરના અંશને અનુરૂપ છે અને કયુ નશ્વર અંશને યોગ્ય છે? આજ્ઞા કરવાની અને અધિકાર ચલાવવાની યોગ્યતા ઈશ્વરી અંશની છે, અને તાબેદારી તથા આજ્ઞા ઉઠાવવી એ કામ નશ્વરી અંશને છાજતું છે, એમ તમને નથી લાગતું?

સીબ્સ:—ખરેખર લાગે છે.

સૅા૦—તો ઉભય પૈકી આત્માને અનુરૂપ કયું કામ હોય?

સીબ્સ:—આત્માનું સામ્ય ઈશ્વરી અંશ સાથે છે અને શરીરનું નશ્વરી અંશ સાથે છે.

સૅા૦—આટલા પરથી એટલું તો સિદ્ધ થયુંજ કે, આત્માનું સાદૃશ્ય ઈશ્વરી અંશ સાથે છે. તે અમર, પ્રજ્ઞાવાન, વિશુદ્ધ અને અવિનાશી છે; તે સૌ કાળે સમાન છે. અને આ તરફ શરીરનું સામ્ય માનવ અંશ સાથે છે, એટલે તે મૃત્યુને પાત્ર છે; વિષયાસક્ત, સંયોગજન્ય, વિનાશી, નિત્યવિકારી અને અસમાન છે. વારૂ, આ સિદ્ધાન્તનું ખંડન કરવાનાં કે એના વિરૂદ્ધ પ્રતિપાદન કરવાનાં કાંઈ પ્રમાણ છે કે?

સીબ્સ:—નથી, ખરેખરજ નથી.

સૅા૦—જ્યારે એમ છે ત્યારે દેહ નશ્વર અને આત્મા શાશ્વત છે, એ ઉચિત નથી?

સીબ્સ:—એ નિર્વિવાદ છે.

સૅા૦—આ સિદ્ધાન્તને અનુરૂપજ અનુભવ આપણને થાય છે. જ્યારે કોઈ મનુષ્ય મૃત્યુ પામે છે, ત્યારે તેનો જે દૃશ્ય ભાગ એટલે મૃત્યુ પામેલું શરીર (શવ) તેનું કેવળ પૃથક્કરણ અને રૂપાન્તર હોઈ

છેવટ તે નાશ પામે છે, અને એ સ્થિતિ પણ શવને તરતજ થવા માંડતી નથી. તે પ્રેત વિકાર ન પામતાં જેવું ને તેવુંજ કેટલાક સમય સુધી રહે છે. પ્રાચીન **મિસર** દેશમાં મશાલો વગેરે ભરીને પ્રેતને લાંબી મુદ્દત લગણુ રાખી મૂકવાનો રિવાજ હતો; અને તે હજારો વર્ષ સુધી એની એ સ્થિતિમાં રહેતાં. જે પ્રેતોને સડો લાગે છે, તેનાં પણુ હાડકાં વગેરે કોઇક ભાગ તો જેમનો તેમ રહે છે એ ખરૂં નથી ?

**સીબ્સઃ**—તદ્દન ખરૂં છે.

**સૉ૦**—હવે જો આત્મા વિષે પૂછતા હો તો, તમે જાણો છો કે તે અદૃશ્ય છે, તેથી તેને અનુરૂપ એવાજ શુદ્ધ, અદ્ભૂત અને અદૃશ્ય એવા એક સ્થળે પાતાળ લોકમાં તે જાય છે, અને દયાઘન, વિજ્ઞાનમય એવા ઈશ્વરનું સાન્નિધ્ય તેને પ્રાપ્ત થાય છે, અને ઈશ્વરની મારા ઉપર કૃપા હશે તો એ ગતિ મને એક ક્ષણુમાત્રમાં આજ પ્રાપ્ત થશે, એવી મને શ્રદ્ધા છે. આત્માના આ પ્રકારના ગુણુ હોવાને લીધે તે શરીરમાંથી વેગળો થયા પછી હવા ભેળો ભળી જઈ નષ્ટ શા સારૂ થાય ? અરે **સિમિયસ** ! **સીબ્સ** ! એમ તો કદિ બનેજ નહિ. અચૂક વિચારમાં વિશ્વાસ રાખો કે, શરીરની સાથે સંગ થયા છતાં જો આત્મા દોષ રહિત રહ્યો હોય, એટલે શરીરના ભોગ વિષે આસક્તિ ન રહેતાં ઉલટો તેનાપર તિરસ્કાર છૂટયો હશે અને સ્વરૂપમાંજ તન્મય થઈ જઈ આત્માની વિસ્મૃતિ નહિ થઈ હોય, અને આજ અલિપ્ત સ્થિતિમાં શરીર તથા આત્માનો વિયોગ થયો હશે તો આ આત્માને દિવ્ય, વિજ્ઞાનમય અને શાશ્વત એવા **પરમાત્માનું** સાન્નિધ્ય પ્રાપ્ત થશે. અને ભ્રાન્તિ, અજ્ઞાન, ભય, ક્રોધ વગેરે જે દોષો આ જન્મમાં તેનો અતિ છલ કરે છે, તેનું સમૂલ નિરસન થઈ તે આત્માને સુખની પરમાવધિ પ્રાપ્ત થાય છે. શરીરની ઉપાધિમાંથી અલગ રહેવું એજ સાચું તત્વજ્ઞાન છે અને એજ માર્ગે મનુષ્ય

મરવાને તૈયાર થાય છે. આ ગહન અને પવિત્ર શાસ્ત્રમાં જે નિષ્ણાત છે, તે એમ કહે છે કે આત્માને એ ઉત્તમ પદ પ્રાપ્ત થાય, એટલે તે દેવોના સંસર્ગમાં અનેક કલ્પ પર્યંત અત્યન્ત સુખો ભોગવે છે. આપણે આ વાત પર ભરૂંસો નથી રાખવો જોઇતો?

**સીબ્સઃ**—રાખવોજ જોઈએ.

**સૅાo**—પણ શરીરમાંથી બહાર પડતાં દોષયુક્ત અને અપવિત્ર એવી સ્થિતિમાં જો તે આવતો હશે, જો શરીરના વ્યવસાયમાંજ તે નિમગ્ન હશે, એટલે તેનાં સુખો પ્રાપ્ત કરવામાંજ તે ગર્ક થયેલો હશે, વિષયવિલાસમા લુબ્ધ હોઈ જ્યાં સુધી આ દેહ છે ત્યાં સુધી ખાવું, પીવું અને મોજ મઝા ભોગવવી, એવું માનતો હશે, અને જે આ ચર્મચક્ષુથી દેખાતું નથી, પણ શાસ્ત્રદષ્ટિથી સમજાય છે એવું જે તત્વ તેનો દ્વેષ, તિરસ્કાર તથા અનાદર કરશે, તો તે આત્મા શુદ્ધ અને પવિત્ર એવી સ્થિતિમાં બહાર પડશે કે?

**સીબ્સઃ**—નહિ. તેમ બનવું છેક અશક્યજ છે.

**સૅાo**—તે (આત્મા=જીવ) પવિત્ર સ્થિતિમાં ન જતાં ઉલટો શરીરના દોષોથી દૂષિત થઈ જાય છે; કેમકે શરીરનો અને આત્માનો જે નિકટ સંબંધ હોય છે, તે સંબંધમાં વિષયસેવનના કામમાં શરીર રમમાણ થયું હોય ત્યારે આત્મા પણ તે કામમાં તેનો સહાયક થયો હોય છે. તેથી તે આત્માને પણ મલીનતા લાગેલી હોય છે.

**સીબ્સઃ**—બેશક, તેમાં વિવાદ નથીજ.

**સૅાo—સીબ્સ**! જે આત્મા (જીવ) ને આ મળ અડકે છે, તે જડ દ્રવ્ય સ્વરૂપ અને દશ્ય હોય છે, અને એ મળના ભારથી દબાયલો આત્મા પોતાનાજ ભારથી દશ્યલોકમાં આવે છે, એટલુંજ નહિ, પણ જે લોક અદશ્ય છે, તેનું દિવ્ય તેજ તે સહી શકતો નથી. અને એનું પરિણામ એ આવે છે કે એ દૂષિત આત્મા સ્મશાન ભૂમિની આસપાસ ફરતો રહે છે, ને ત્યાંજ ભૂત, પિશાચ વગેરે

તેને દેખાય છે. એ પિશાચો એટલે એવાજ શરીરદોષથી દૂષિત થએલા આત્માઓ. અને જડ દ્રવ્યાત્મક માત્ર ત્હેને લાગેલો હોવાને લીધે દશ્ય સ્વરૂપ ધારણ કરી તેને એવીજ અધમ યોનિમાં પડવું પડે છે. મારી માન્યતા પ્રમાણેજ સામાન્યતઃ લોકની પણ સમજ છે.

**સીબ્સ**:—આપનું કહેવું ઘણું સંભવિત લાગે છે.

**સૉ૦**—વળી બીજી વાત એ સંભવિત છે કે શ્મશાનાદિક અપાવત્ર સ્થળે ફરવાની સ્થિતિ તે દૂષિત આત્માનેજ પ્રાપ્ત થાય છે, સારાને નહિ. અને એ સ્થિતિ એટલે તેણે પૂર્વે કરેલાં દુરાચરણનું શાસન છે; અને જે જડ દ્રવ્યસ્વરૂપ મળ તેને ચોંટેલો હોય છે તે ઉપરજ તેની પ્રીતિ રહેવાથી તે પુનઃ નવીન દેહમાં કોઈ કાળે પ્રવેશ કરે છે; અને પૂર્વજન્મે જે દુરાચરણ તેણે કર્યાં હોય તેમાંજ ફરી રમમાણ થાય છે.

**સીબ્સ**:—આપના કહેવાનો ભાવાર્થ હું બરાબર સમઝી શકતો નથી.

**સૉ૦**—મારૂં કહેવું દૃષ્ટાંતથી સમઝી શકાશે. કલ્પો કે કોઈએ પેટનેજ પરમેશ્વર માની તેની પૂજા કરી અને નિર્લજ્જપણાથી પ્રમાદ તથા અમાંગલ્યમાં વખત વ્યતીત કર્યો તો તેને ગધેડાનો કે એવાજ કોઈ પશુનો જન્મ મળે એ વાત સંભવિત હોય એમ તમને નથી લાગતું?

**સીબ્સ**:—લાગે છે.

**સૉ૦**—તેમજ જે આત્માને અન્યાય, જુલ્મ, લૂટફાટ વગેરે દુષ્કર્મો પસંદ હોય તેને ચિત્તાનો કે કોઇ એવોજ હિંસક અવતાર આવે છે. એવા આત્માને બીજો કયો જન્મ પ્રાપ્ત થાય?

**સીબ્સ**:—તેવાને માટે એ સિવાય અન્ય યોનિ લાયક નથી.

**સૉ૦**—અને અન્ય આત્માઓની પણ આ સ્થિતિજ થાય છે. જેણે જેવાં આચરણ કર્યાં હશે, તેને તેના કર્માનુસાર જુદા જુદા પશુના જન્મમાં જવું પડે છે.

સીબ્સઃ—તમે પ્રતિપાદન કરેલા તત્વ પ્રમાણે બીજી વાત શક્યજ નથી.

સૉ૦—અને જેમને ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે, તેમાં પણ જે ન્યાયથી વર્ત્યા હોય અને જે ઇન્દ્રિયાધિન થયા ન હોય તેમનેજ પરમસુખની પ્રાપ્તિ થાય છે. એ ન્યાયનિષ્ઠા અને એ સંયમ કેવળ શાસ્ત્રાધ્યયનથી અને મનના સંસ્કારથી પ્રાપ્ત થયેલાં નહિ, પણ નિત્યાભ્યાસથી જડાયલાં જોઈએ.

સીબ્સઃ—એ સુખ તેમનેજ કેમ મળતું હશે?

સૉ૦—એ આત્મા મરણ પછી, માખી, કીડી કે બીજાં એવાંજ સમજુ અને રાંક જંતુઓના દેહમાં દાખલ થાય છે, અથવા મનુષ્યદેહમાં પ્રવેશી સુજ્ઞ અને સંયમી બને છે. ઈશ્વર સાથે સારૂપ્ય જે મળવવાનું તે તો યોગવૃત્તિથી જેમણે પોતાનું આયુષ્ય ગાળ્યું હોય તેમનેજ પ્રાપ્ત થવાનું, બીજાને નહિ. ઈશ્વરસારૂપ્યનું પરમસુખ, સાચા જ્ઞાનીનેજ મળે છે, અને એટલાજ માટે જે ખરા જ્ઞાની છે, તે વિષયવાસનાને જીતીને વિષયસુખનો ત્યાગ કરે છે. તેમને કુટુંબનો નાશ થયાનું દુઃખ લાગતું નથી કે પ્રાકૃત માણસો પ્રમાણે તે દ્રવ્યલોભીની પેઠે દારિદ્રથી બ્હીતા નથી. તેમજ લોકેષણા કે બહુ માનને ચ્હાનાર લોકને જનાપવાદ કે અપમાનની જેમ બીક લાગે છે, તેમ તેને લાગતી નથી. તાત્પર્ય કે સર્વ સંગનોજ તેણે ત્યાગ કરેલો હોય છે, એટલુંજ નહિ, પણ પોતાની જાતની સુદ્ધાં તે સ્પૃહા નથી રાખતો.

સીબ્સઃ—તેમને માટે એના વિના બીજું આચરણ યોગ્ય હોયજ નહિ.

સૉ૦—નહિ, અચૂક નહિ; તેમજ, જેમને આત્માની ખરી કદર છે, અને જે શરીરની સેવામાં આયુષ્ય ગાળી નાખતા નથી, તે વિષયનો ત્યાગ કરવાવાળા છે, અને પોતે ક્યાં જાય છે, એનું જેમને

ભાન નથી એવા અપ્રબુદ્ધ લોકની અને તેમની વર્તણુંકમાં ઘણો તફાવત હોય છે. ખરા જ્ઞાનથી જે વિરૂદ્ધ હોય, કે તેનાથી મળનારી જે પવિત્રતા તથા શુદ્ધિ તેને અંતરાયભૂત હોઈ મોક્ષને જે પ્રત્યવાય આણનારી હોય એવી કોઈ પણ વાત કરવી નહિ, એવી તેમની દૃઢ સમજુત હોય છે. અને તેથી તે તત્વજ્ઞાન ઉપર સર્વાંશે દબાણ કરી, તે જે રસ્તો બતાવે તેજ રસ્તે વળે છે.

**સીબ્સઃ—સૉક્રેટિસ** ! આપનું કહેવું હું બરાબર સમજ્યો નહિ.

**સૉ૦**—હું તમને તે સ્પષ્ટ રીતે કહું છું. સાંભળો. જાણે આત્માને સાંકળદંડવડે શરીરમાં જડી દીધો છે. તેથી આત્માને જે કાંઈ જોઈએ છે તે પોતે પોતાની મેળે પ્રાપ્ત કરી શકતો નથી. તે સંપાદન કરવા સારૂ શરીરરૂપ સાધનનો તેને અવશ્ય આશ્રય લેવો પડે છે. તેથી આત્મા અજ્ઞાનસમુદ્રમાં ડૂબે છે. આ વિશે વિચાર કરીને તત્વજ્ઞાનીઓ શરીર સાથેના સંબંધથી છૂટા થવા મથે છે. એ સંબંધ વાસનારૂપ હોય છે, ને તેથી જેમ કેદી પોતાના પગમાંની બેડીને મજબૂત કરી લે, તેમ શરીરના પ્રતિબંધમાં પડેલો આત્મા વાસનાપાશથી પોતાને બંધન કરી દે છે. એ પ્રતિબંધની સ્થિતિમાં આત્મા હોય છે, ત્યારેજ તે આત્માને તત્વજ્ઞાન મળીને તેને સૌમ્ય રીતે ઉપદેશી તેનું સમાધાન કરે છે. બાકી નેત્રાદિક ઇન્દ્રિયોથી આપણને જે જ્ઞાન મળે છે, તે શુદ્ધ જ્ઞાન નથી. માટેજ જરૂર જેટલો ઇન્દ્રિયોનો ઉપયોગ કરી લઈને પોતાને ઠેકાણે ચિત્તવૃત્તિનો નિરોધ કરવો અને પ્રત્યેક વસ્તુનો મોહ ઉત્પન્ન કરનાર જે બહિરંગ તેનો ભેદ કરી તેનું ખરૂં અંતરંગસ્વરૂપ પૂર્ણપણે ઓળખવું, અને ઇન્દ્રિયોની બીજી કસોટીમાં ઉતરી, આત્માની કસોટીમાં જે ન ઉતરે તે મિથ્યા છે, અને પોતાની ઇન્દ્રિયોદ્વારા જે પ્રત્યક્ષ થાય છે તે અર્થાત્ દૃશ્ય વર્ગમાંનું છે પણ જે આત્માનેજ માત્ર પ્રત્યક્ષ હોય છે તેમ દૃશ્ય અને જ્ઞેયવર્ગમાંનું છે, એમ તત્વજ્ઞાન આત્માની

સમજુત કરે છે. મતલબ કે આપણી મુક્તાવસ્થામાં જે કાંઈ સ્ખલન-કર્તા હોય તે વર્જ્ય કરવું, એવી દૃઢ ખાત્રી થયેલી હોવાથી ખરા તત્વજ્ઞાનીનો આત્મા શરીરનાં સુખ—જેવાં કે કામ, ભય, શોક વગેરેનો તિરસ્કાર કરે છે. કારણ કે તે જાણે છે કે પુષ્કળ સુખોપભોગ કર્યા પછી કે શોક, ભય અને બીજા મનોવિકારને આધિન થયા પછી દ્રવ્યનાશ, આરોગ્યનાશ, ઇત્યાદિ સર્વને જાણીતા છે તેવાં અનેક નુકશાનો તો થાય છેજ, પરન્તુ એ સઘળામાં જે મોટી હાનિ થાય છે, તે સૌ કરતાં વધારે જોખમકારક અને ભયંકર છે.

**સીબ્સઃ**—તે કઈ વારૂ ?

**સૅા૦**—તે એ કે, સુખ અથવા દુઃખનો અનુભવ તેને વારંવાર થયાં જવાથી જે જે સુખને કે દુઃખને કારણ મળે છે તે તે ખરૂં ન છતાં તે આત્માને ખરૂં લાગે છે. અને દૃશ્ય ઇન્દ્રિયગમ્ય અને સુખદુઃખને કારણ થનારા સર્વ પદાર્થોનો એજ ધર્મ છે.

**સીબ્સઃ**—તમે કહો છો તે ખરૂં છે.

**સૅા૦**—તો આત્માના પ્રતિબંધનું મુખ્ય કારણ એ મનોવિકાર છે એ ખરૂં કે નહિ ?

**સીબ્સઃ**—એ શી રીતે વારૂ ?

**સૅા૦**—પ્રત્યેક સુખ અને દુઃખને મજબૂત તથા તીક્ષ્ણ ખીલા હોય છે, અને એ ખીલાથી શરીર અને આત્મા એટલા મજબૂત જકડાઇ જાય છે કે આત્મા જડદ્રવ્ય રૂપ અને શરીરમય થઈ જાય છે. અને તેથી ઇન્દ્રિયોને પ્રત્યક્ષ થનારા પદાર્થો સિવાય બીજા ખરા પદાર્થો કાંઈજ નથી, એમ તેને લાગે છે; કારણ કે આત્મા અને દેહની સરૂપતા થયેલી હોવાને લીધે શરીરનાં જે સુખો અને શરીરની ચેષ્ટા, તેજ અનુક્રમે આત્માનાં સુખ અને આત્માની ચેષ્ટા બને છે. તેથી મૃત્યુ પછી અધોલોકમાં તે પવિત્ર સ્થિતિમાં ન ઉતરતાં શરીરના મળથી ખરડાયલા તત્કાળ બીજા શરીરમાં પ્રવેશ કરે છે. ભૂમિના

ઉદરમાં જેમ બીજને મૂળ કાંટા વગેરે ફૂટીને તે ત્યાંજ પાછા દબાઈ જાય છે, તે પ્રમાણે આત્માનું પણ થઇને તે જડ દેહમાંજ રમમાણ હોઇ નિષ્કલંક અને વિશુદ્ધ એવાં ઈશ્વરીતત્વથી તેનો સહવાસ સર્વ રીતે બન્ધ થઈ જાય છે.

સીબ્સઃ—તમે કહો છો તે સત્ય છે.

સૅા૦—એટલાજ માટે ખરા તત્વજ્ઞો, સંયમ અને ધૈર્ય સંપાદન કરવાનો અભ્યાસ પાડે છે. અમારૂં કહેવું તમને અરૂચિકર લાગે છે?

સીબ્સઃ—નહિજ.

સૅા૦—અને સૌ તત્વજ્ઞોને આજ વાત ગમશે. આત્મા શરીરમાંથી છૂટો પડયા પછી પુનઃ તેને ઐહિક સુખની પાછળ પડવું અને ફરીથી ભય, શોક વગેરે વિકારોને વશ થવું, વળી બંધનમાં આવી ફરી ચક્ર ઉપર ચઢવુંઃ એવી કામના ખરા તત્વજ્ઞાનીના ધ્યાનમાં કે મનમાં કદિજ આવશે નહિ. તત્વજ્ઞોના મનની સ્થિતિ એનાથી તદ્દન ઉલટીજ હોય છે. તેની વૃત્તિ પ્રશાન્ત હોઈ મનોવિકારનો પવન સરખો પણ ત્યાં હોતો નથી. સારાસારની વિચારશક્તિથી જે યોગ્ય લાગે, તેજ તે આત્મા કરે છે. જે સત્ય છે, દિવ્ય છે, અવિકારી છે અને જ્યાં મતને કશો અવકાશજ નથી, એવાં પ્રભુનાં સત્યોનું ચિંત્વન કરવામાંજ તે નિમગ્ન રહે છે. અને એ મહાન્ તત્વો વડેજ તે આત્માનું પોષણ થાય છે. જ્યાં સુધી દેહ અને આત્માનો સંબંધ છે ત્યાં સુધી એજ માર્ગે ચાલવું જોઇયે, એવી તેની ખાત્રી થયેલી હોય છે. જે અમર સત્વમાંથી આપણને જન્મપ્રાપ્તિ થઈ તે સત્વ સાથે મૃત્યુ પછી આપણો મેળાપ થઇને માનવ જન્મની સર્વ યાતનામાંથી આપણે મુક્ત થઇએ, એવી તે આત્માને દૃઢ આશા હોય છે. આમ આ તત્વને અનુસરીને વર્તન રખાય, તો પછી આત્માને શાનો ભય રહે? દેહથી છૂટા થયા પછી તે હવામાં ભળી જઈ નષ્ટ થશે, એવો ભય તેણે શા વાસ્તે રાખવો?

આટલું સંભાષણ થયા પછી સૉક્રેટિસ સ્તબ્ધ રહ્યો, અને જે વિષયનું આટલો વખત વિવેચન ચાલતું હતું તેનુંજ તે મનન કરતો બેઠો હોય એમ અમને લાગ્યું. અમારામાંના પણ ઘણાક એજ સ્થિતિમાં હતા. સીબ્સ અને સિમિયસ કોઈ કોઈવાર પરસ્પર બોલતા. આ બે જણને પરસ્પર બોલતા જોઈ 'તમે શા વિષે બોલો છો?' એમ કહી સૉક્રેટિસે તેમને પૂછ્યું:-"મારા કોટિક્રમમાં કાંઈ દોષ છે એવું તમને લાગે છે? લાગતું હોય તો શંકા પૂછવાને અને આક્ષેપ લેવાને પુષ્કળ જગા છે, પણ કોઈ પૂછનાર માત્ર મળવો જોઇએ. તમે કોઈ બીજી બાબત વિષે બોલતા હો તો મારે કાંઈ કહેવાનું નથી. પણ તમને જો કે પૂછવાની શંકા ન હોય તોપણ એક વાત મારે તમને પૂછવાની છે, તે એ કે, જે બાબત વિષે આપણે આટલો વખત વિવાદ કર્યો, તે સિદ્ધ કરવાનો આનાથી સરલ બીજો કોઈ માર્ગ છે? જો હોય ને તેની ચર્ચા કરવામાં મારા તરફથી મદદ થવા જેવું હોય તો કૃપા કરીને મને એ વાદમાં તમારો ભાગીદાર કરો."

સિમિયસઃ—હું તમને તદ્દન સાચું કહું છું. થોડીવાર પહેલાં સીબ્સના તેમજ મારા મનમાં કાંઇક શંકાઓ પૂછવાનું આવ્યું હતું. અને તે શંકાનું સમાધાન થવું જોઇએ એવી અમારી ઇચ્છા હતી, તેથી તે પુછવાનું કામ અમે આપસ આપસમાં એક બીજા ઉપર નાખતા હતા. હાલના આ કઠણ પ્રસંગે આગ્રહથી પ્રશ્ન પુછી આપને ત્રાસ આપવાની અમને બ્હીક લાગતી હતી.

સૉક્રેટિસે હસીને જવાબ વાળ્યો, "હાલની મારી અવસ્થામાં મારા પર કાંઇજ સંકટ નથી એવું જો હું તમને સમજાવી ન શકું તો બીજા લોકોની તેવી સમજુત કરવી એ બહુ કઠણ છે. ભવિષ્યમાં બનનારા બનાવોનું જ્ઞાન રાજહંસ પક્ષીને જેટલું હોય છે તેટલું મને નથી, એવું તમને લાગે છે. મૃત્યુ નજીક આવતું જાય એટલે તે પક્ષી હમેશના કરતાં વધારે આનંદથી નાચવા લાગે છે. કારણ જે

ઈશ્વરની આપણે ઉપાસના કરીએ છીએ, તેની પાસે હવે આપણે જઈશું એવી લાગણીથી તેને આનંદ થાય છે. પણ મનુષ્યોને મરણ-નો ભય લાગે છે તેથી એ પક્ષીઓને પણ મરણનું દુઃખ લાગ-વાથી એ પક્ષી પણ કરૂણ સ્વર કાઢી પોતાનો શોક પ્રકટ કરે છે, એવો એ પક્ષીનો કોઈ ઉપહાસ કરે છે; પણ ખરૂં મહત્વ તેમ-નાથી સમજાતું નથી. ભૂખ લાગે કે ટાઢ વાય, અથવા કશી ઇજા થાય, ત્યારે કોઈ પણ પક્ષી ગાતું નથી, એ વાત મનુષ્યના ધ્યાનમાં આવતી નથી. જે પક્ષીનું ગાયન કેવળ વિલાપ હોઈ ખરેખર શોક-થીજ ઉદ્‌ભવે છે, એવાં બુલબુલ વગેરે પક્ષીને ભૂખ લાગે કે ટાઢ વાય તો ગાતાં નથી. તે ગમે તેમ હોય પણ એ પક્ષીઓ શોક થ-વાથી ગાતાં નથી, અને હંસ તો શોકાતુર થઈને ગાય છે એ કહેવું તદ્દન ખોટું છે. તે અપાલો દેવના ભક્ત છે અને તેમનામાં ભવિષ્ય જાણવાનું સામર્થ્ય છે; તેથી મરણ પછી પરલોકમાં આપણને સુખ પ્રાપ્ત થવાનું છે એવું ભવિષ્ય જાણીને એ પક્ષી મરણના દિવસે હમેશના કરતાં અધિક આનંદથી ગાય છે. તે પક્ષી પ્રમાણે હું પણ અપાલોનો ભક્ત છું. એ પક્ષી જેમ તે દેવને અર્પણ કરેલું છે, તેમ હું પણ તેને અર્પણ થયેલો છું. તેમનો અને મારો સ્વામી એકજ છે અને મને પણ તેમની પેઠે ભવિષ્ય જાણવાનું સામર્થ્ય તે પ્રભુ પાસેથીજ મળેલું છે. અને આને લીધે તેમને જેમ મરણનું દુઃખ લાગતું નથી, તેમ મને પણ લાગતું નથી. તેથી મને કરેલી શિક્ષા અધિકારી લોકોએ જ્યાં સુધી અમલમાં આણી નથી, ત્યાં સુધી તમે મનમાં આવે તે પ્રશ્ન પૂછી તમારી શંકાઓનું સમાધાન કરી લો.

સિમિયસઃ—આપનું આ અભિવચન સાંભળી અમને ઘણો સંતોષ થયો. આપ શંકાનું સમાધાન કરવા તૈયાર છો, તેથી હું પહેલાં મારી શંકા પૂછું છું, પછીથી સીબ્સ તેની શંકા પુછશે. ખરૂં તત્વ આ જન્મમાં સમજવું છેક અસંભવનીય ન હોય, તોપણ ઘણું

કઠણ છે, એ તમારી પેઠે મને પણ કબૂલ છે. તેમજ આપણે જે બોલીએ છીએ તેનો પૂર્ણ વિચાર ન કરવો કે કોઈ પણ વિષયનો પૂર્ણપણે અંત લાવવાનો પ્રયત્ન ન કરતાં તે વિષયના કાઠિણ્યથી ડરી તેનું પરીક્ષણ છોડી દેવું એ આળસુ અને નિર્બુદ્ધ માણસનું લક્ષણ છે, એ પણ મને કબૂલ છે. કારણ, જ્ઞાન મેળવવાના માર્ગ બે છે; એક તો બીજા પાસેથી આપણે ખરી બીના શીખી લેવી જોઇએ, કે જાતે પરિશ્રમ કરીને આપણી વિચારશક્તિથી શોધી કાઢવું જોઇએ. બંને માર્ગથી જો સિદ્ધિ ન થાય તો સર્વ પ્રમાણમાં જે પ્રમાણ અતિશય સબળ હોય તેને પકડી બેસવું જોઇએ. સમુદ્રમાં તોફાન થાય ત્યારે જેમ જમીન આવતા સુધી તે ભયમાંથી બચાવવાનું વહાણ એજ સાધન છે એવો ભરોંસો રાખી તેનોજ આશ્રય લઇને રહીએ છીએ, તેજ પ્રમાણે ભવસાગર તરી જવાનું સાધન જે પરમેશ્વરપ્રેરિત સત્યજ્ઞાન તે પ્રાપ્ત થતા સુધી જે સર્વમાં સબળ કારણ હોય તેનોજ આશ્રય આપણે લેવો જોઇએ. હવે તમે જ્યારે મને પરવાનગી આપી, ત્યારે પ્રશ્ન પુછવાને કાંઇજ સંકોચ રહ્યો નથી. જો હું આ પ્રસંગે તમને મારી શંકાઓ નહિ પુછું તો મારા મનમાં પાછળથી નકામી શંકા ખુંચ્યા કરશે. મને અને સીબ્સને ઉદ્દેશીને તમે જે પ્રતિપાદન કર્યું તેનું મનન કરી જોતાં તમે જે પ્રમાણો કહ્યાં તે પુરતાં નથી એમ મને લાગે છે, અને હું તે ખુલ્લા દિલથી જાહેર કરૂં છું.

**સૉ૦—સિમિયસ**, તમને એમ લાગવાને યોગ્ય કારણ હશે, પણ મારા પ્રતિપાદનમાં તમને ક્યાં અપૂર્ણતા દેખાય છે વારૂ ?

**સિમિયસઃ**—મને જે ન્યૂનતા દેખાય છે તે એ કે તમે આત્મા વિષે જે વાતો કહી, તેજ સારંગીમાં જે સ્વરોનો મેળ હોય છે તેને પણ લાગુ પડે છે. કારણ સારંગીના તાર જો બરોબર સંધાય અને તેના સૂરનું જો ઐક્ય થાય તો તે ઐક્ય પણ

અદૃશ્ય, અમૂર્ત, અત્યુત્કૃષ્ટ અને દિવ્ય છે, અને તે તાર તથા સારંગીનું ખોખું એ મળીને તેનું જડદ્રવ્યરૂપ અને સંયોગજન્ય શરીર બને છે. તેમજ તે સારંગીનું ખોખું ભાંગી જાય અને તે તાર તુટી જાય એટલે સારંગીનું તે શરીર નષ્ટ થાય તોપણ તે સૂરનો મેળ કાયમજ છે, એમ કોઈ કહેશે નહિ કે? કારણ, તાર તુટ્યા તોપણ સારંગી છે તેની તેજ છે; કે સારંગી ભાંગ્યા પછી કે સારંગીના તાર કાઢી લીધા પછી પણ તે તાર જેવાને તેવા રહે છે. તેથી આ અમર અને દિવ્ય સૂરસંયોગ નષ્ટ થવો એ અશક્ય છે, એવું કોઈ સહજ કહેશે. એટલુંજ નહિ, પણ સારંગીનું ખોખું તુટવાથી અને તાર તુટવાથી પણ સૂરસંયોગ જેવોને તેવોજ કાયમ રહે એ પણ સ્પષ્ટ છે. કારણ, અમારી એવી સમજ છે કે, એ સૂર-સંયોગનું અને આત્માનું સાદૃશ્ય છે. અને શીત, ઉષ્ણતા, આર્દ્રતા અને શુષ્કતા મળીને જેમ આપણું શરીર બન્યું છે, તેમજ એ અનેક મિશ્ર ગુણોના યથાયોગ્ય પ્રમાણથી ઉત્પન્ન થનારૂં જે ઐક્ય તેજ અમારો આત્મા. એ આત્મા એટલે સૂરોની સંધિ પ્રમાણે કેવળ ઐક્ય હોય, તો રોગને લીધે જો આપણું શરીર જકડાય કે અકડાઈ જાય તો આ આત્મા દિવ્ય છતાં પણ નાશ પામશે, અને એને માટે દૃષ્ટાન્ત તંતુવાદ્યનું છે. તેમજ દરેક પ્રાણીનું શરીર મરણ પછી કોહી જતા સુધી કે તેનું દહન થતા સુધી તે લાંબો વખત ટકે છે એ દેખીતું છે. સારાંશ, તમારા પૂર્વપક્ષની વિરૂદ્ધ એમ કહી શકાશે કે, શરીરના જે ગુણ છે તેના મિશ્રણથીજ જો આત્માની ઉત્પત્તિ થતી હોય તો મરણની સ્થિતિમાં આત્મા પ્રથમ લય પામે છે.

આમ સંભાષણ થયા પછી અમારામાંના દરેક તરફ બરાબર નજર ફેરવીને સૉક્રેટિસ હસતાં બોલ્યો, "સિમિયસ ઘણા ડહાપણથી બોલે છે. તેણે પોતાનો પૂર્વપક્ષ ઘણી ઉત્તમ રીતે રજુ કર્યો છે, અને તેણે જે આક્ષેપો કર્યા છે તેનું સમાધાન મારા કરતાં અધિક ચાતુર્યથી

તમારામાંના બીજા કોઈને કરતાં જો આવડતું હોય તો તે કરોને ? મારો કોટિક્રમ અને તે ઉપરનો અપવાદ **સિમિયસને** ઘણી સારી રીતે સમજાયાં છે. પણ **સિમિયસની** શંકાઓનું સમાધાન કરવા પહેલાં **સીબ્સનું** શું કહેવું છે તે આપણે સાંભળી લઈએ. કારણ, એમ કરવાથી **સિમિયસને** શું ઉત્તર આપવો એ વિષે વિચાર કરવાને વખત મળશે, અને બંનેનું કહેવું સાંભળી લીધા પછી તેમનો કોટિક્રમ જો સરખોજ હશે અને યુક્તિસિદ્ધ દેખાઈ આવશે, તો અમે હારીશું, તેમ નહિ હોય તો અમે અમારા મતને સંગીન સમજશું. **સીબ્સ,** મેં જે પૂર્વપક્ષ કર્યો છે તે તમને માન્ય ન હોય તો તમારૂં શું કહેવું છે તે કેમ કહેતા નથી ?

**સીબ્સઃ**—તમારા પક્ષનું તમે જે સમર્થન કર્યું તે મન્દ અને અપૂર્ણ છે. અમે પહેલાં જણાવ્યો તેજ દોષ તેમાં છે. શરીરમાં પ્રવેશ કર્યા પહેલાં આત્માનું અસ્તિત્વ હોય એ વાત તમે ઘણી સારી રીતે કહી અને તે સ્પષ્ટ રીતે સિદ્ધ પણ કરી બતાવી. પરંતુ મરણ પછી પણ આત્માનું અસ્તિત્વ છે એ વાત કદી કબૂલ નહી કરવાનો જો કે મારો મત છે, તોપણ **સિમિયસનો** એક આક્ષેપ મને કબૂલ નથી. તેનું એવું કહેવું છે કે, શરીર કરતાં આત્માને વધારે સામર્થ્ય નથી, અધિક અમરપણું પણ નથી. પણ મને તો એમ લાગે છે કે, શરીરના કરતાં આત્મામાં જે ઉત્તમતા છે તેના પરિમિતિજ નથી. જ્યારે એમ છે ત્યારે આત્માને મરણ પછી પણ અસ્તિત્વ છે એવું તમે કેમ માનતા નથી, એવો આક્ષેપ આવ્યોજ. મનુષ્ય મરણ પામ્યા પછી તેના જીવિતનો જે અતિશય દુર્બળ ભાગ એટલે તેનું શરીર તે જો રહેતો હોય તો તેના કરતાં અધિક અમર પણ જે ભાગ—એટલે તેનો આત્મા—તે તો અવશ્ય રહેવોજ જોઇએ. હવે એ આક્ષેપ ઉપર જે ઉત્તર હું આપવાનો છું તે સમર્પક છે કે નથી તે તરફ કંઈક લક્ષ આપો. મારો આશય સ્પષ્ટ કરવા માટે **સિમિયસની** પેઠે હું

પણ એક દૃષ્ટાન્ત આપું છું. ધારો કે કોઈ દરજી મરણ પામ્યો છે. તેના મોત પછી સિમિયસના અભિપ્રાય પ્રમાણે કોઈ એવું કહી શકશે કે તે દરજી મર્યો નથી, કોઈ પણ ઠેકાણે તે હયાત છેજ; કારણ, તેણે પોતે પહેરવા સારૂ કરેલું તેનું અંગરખું કાયમ છેજ તેથી તે દરજી પણ હયાત છેજ. આ પ્રમાણ ઉપરથી જો કોઈની ખાતરી નહિ થાય તો મનુષ્ય વધારે દિવસ ટકે છે કે તેનાં કપડાં વધારે દિવસ ટકે છે, એવો પ્રશ્ન કરી શકશે. મનુષ્ય વધારે દિવસ ટકે છે એવોજ આ પ્રશ્નનો ઉત્તર આવશે; અને વધારે અશાશ્વત જે અંગરખું તે જો હજી કાયમ છે તો અંગરખું–દરજી–છેજ છે, એવો કોટિક્રમ તમારા વેદાન્તીઓ કરવા જશે. અરે સિમિયસ, આ તમારા કોટિક્રમ ઉપર અમારો આક્ષેપ એ છે કે, તમે જે દૃષ્ટાન્ત લો છો તે ભૂલભરેલું છે, અને એનું કારણ કહું તે સાંભળો.

પ્રથમદર્શને આ આક્ષેપ હસવા જેવો લાગશે એ ઉઘાડું છે. કારણ, આખા આયુષ્યમાં તે દરજીએ એ એકજ અંગરખું પહેર્યું એમ નથી. તેણે સેંકડો અંગરખાં વાપર્યાં અને આ છેવટનું અંગરખું વાપરી તે ફાટતાં પહેલાં તે મરણ પામ્યો, તેથી દરજીના મરણ પછી અંગરખું તેની પાછળ રહ્યાની વાત જો કે ખરી, તોપણ અંગરખા કરતાં માણસ ઓછી શાશ્વતીનો છે, એમ કહી શકાય નહિ. દરજી અને તેણે શીવેલાં કપડાં એ દૃષ્ટાન્ત આત્મા અને શરીરના યુગ્મને લગભગ બંધબેસતું છે; કારણ, દરજી અને કપડા વચ્ચે જે પરસ્પર સંબંધ છે, તેજ આત્મા અને શરીર વચ્ચેનો છે; અને તેથી જ એ ઉભયનું સામ્ય છે એમ કોઈ પ્રતિપાદન કરે તો તે ખોટું નહિ કહેવાય. કારણ, આત્મા અધિક શાશ્વત અને શરીર અધિક નિબળ અને અધિક અશાશ્વત એમજ પ્રતિપાદકો કહી શકશે. તેમજ તે આત્મા જો ઘણાં વર્ષ ટકનારો હશે તો તે કેટલાંક શરીરો ઘસશે એવું પણ પ્રતિપાદન થશે. કારણ, મનુષ્ય જીવતો હોય ત્યારે પણ

તેનું શરીર ઘસાતું જાય છે, અને જે શરીર ઘસાતું જાય છે તેમાંથીજ તે આત્મા પોતાને નવું નવું પ્રાવરણ કરે છે. એમ થતાં થતાં જ્યારે તે આત્માજ મરણ પામે છે તે વખતનું તેનું જે શરીર તેજ તેનું છેવટનું પ્રાવરણ (પહેરણ) છે, અને તે પ્રાવરણ ફાટતાં પહેલાં આત્મા લય પામે છે એટલુંજ. આત્મા નષ્ટ થતાંની સાથેજ શરીર સડી સડીને ગળી જાય છે અને તેની મૂળની પ્રકૃતિસિદ્ધ દુર્બળતા વ્યક્ત થાય છે. મતલબ કે, મરણ પછી આત્માની સ્થિતિ હોય છે એવું તમારા કોટિક્રમ ઉપરથી પૂર્ણપણે સિદ્ધ થયું એવું તાત્પર્ય આ ઉપરથી નીકળતું નથી. કારણ, આપણા આત્માને જન્મ પહેલાં સ્થિતિ હોતી નથી; પણ એથી ઉલટું કેટલાક આત્મા મરણ પછી પણ રહે છે, અને તે વારંવાર આ લોકમાં જન્મમાં આવી શકશે અને છેવટે લય પામશે. કારણ, શરીર કરતાં આત્મામાં જે વધારે ગુણ છે તે એટલોજ કે તેને અનેક જન્મ થાય છે, અને માણસો એક પછી એક અનેક અંગરખાં ફાડે છે તે પ્રમાણે એકજ આત્મા અનેક શરીર ધારણ કરે છે, એટલીજ બીના કબૂલ કરીએ તોપણ એક બાબત બાકી રહે છેજ, તે એ કે, વારંવાર જન્મમાં આવતાં આવતાં આત્મા દુર્બળ થતાં થતાં ક્ષીણ થઈ ક્યારેક પણ એક વખત મરણ પામે છે. એવું જો છે તોપણ કયા શરીરના મૃત્યુ સાથે આત્માનું મૃત્યુ થશે એ કોઈને સમજાતું નથી. એવી જ્યારે સ્થિતિ છે, ત્યારે જે મરણથી બીતો નથી તે તદ્દન મૂર્ખ હોવો જોઈએ, અગર તો આત્મા અજર અને અમર છે એમ જો તે માનતો હોય તો તે તેણે સિદ્ધ કરી આપવું જોઈએ. એમ ન હોય તો શરીરની સાથે આત્માનો પણ અવશ્ય નાશ થવાની ધાસ્તી તેને સહસાજ લાગવી જોઈએ.

આ જુદી જુદી શંકાઓ સાંભળી અમને ઘણું ખરાબ લાગ્યું. સૉક્રેટિસનો કોટિક્રમ સાંભળી અમારી તુરતનીજ ખાતરી થતી હતી, એટલામાં તો આ શંકા કાઢી. એથી ફરીથી અમે ગુંચવાયા અને

તેણે પહેલાં જે નિરૂપણ કર્યું હતું તે વિષે અમારા મનમાં અ-શ્રદ્ધા ઉત્પન્ન થઈ. એટલુંજ નહિ, પણ આગળ જે કાંઈ તે કહેવાનો હતો તે વિષે પણ અશ્રદ્ધા ઉપજવા લાગી. કારણ, અમને એમ થવા માંડયું કે, કાં તો વાદનો વિષય હતો તેનો નિર્ણય કરવા જેટલી યોગ્યતા અમારામાં નહિ હોય, કે સૉક્રેટિસનો કોટિક્રમ ભરોંસો રાખવા લાયક નહિ હોય.

એકિક્રેટિસઃ—તમને ખરાબ લાગ્યું એમાં અમને કાંઈ નવાઈ લાગતી નથી. કારણ તમે આ હકીકત જ્યારે કહી, ત્યારે મારા મન-માં એમ આવવા માંડયું કે, સૉક્રેટિસનો સપ્રમાણ કોટિક્રમ જો એવો શંકાસ્પદ ઠરે, તો હવે પછી આપણે ભરોંસો પણ શાના ઉપર રાખવો ? ખરૂં પુછો તો આત્મા એટલે સ્વરોનો મેળાપ છે, એવોજ સિમિયસે આક્ષેપ લીધો તે આક્ષેપથી હું થક્ક થઇ જાઉં છું. મારો પોતાનો મત પણ પહેલેથી એવોજ હતો, તેથી મારો પણ તે ઉપરથી ભરોંસો હવે ઉઠી ગયો. માટે આત્મા અમર છે એ વિષે મારી પણ ખાતરી થવા સારૂ સાધક પ્રમાણો મારે સમજવાં જોઇએ. ત્યારે હું તમને ઈશ્વરની આણ દઇને પૂછું છું કે, તમારી પેઠેજ સૉ-ક્રેટિસ ચીડાયો, તેની હમેશાંની શાંતવૃત્તિ તેવીજ રહી, અને તેણે પોતાનું કહેવું પૂરવાર કરવા સારૂ જે પ્રમાણો આપ્યાં તે ઉપરથી તમારા મનનું સમાધાન થયું કે નહિ, કે એ પ્રમાણમાં પણ કાંઇક દોષો હતા, વગેરે ખુલાસાથી મને કહો.

ફીદોઃ—મારી આખી જીંદગીમાં હું સૉક્રેટિસની તારિફ કરતો આવ્યો છું, પણ આ વખતની તેની વૃતિ જોઈ તેના વિષે મારા મનમાં જે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઈ તે તમને શું કહું ! સૉક્રેટિસ જેવા મનુષ્ય પાસે બધાં સાધક પ્રમાણો તૈયારજ હતાં એમાં નવાઈ નથી; પણ આ જુવાન છોકરાઓએ જે આક્ષેપ ઉપર આક્ષેપ રજુ કર્યા તે સાંભળવામાં જે શાંતિ, સહનશીલતા અને ઉલ્હાસવૃત્તિ સૉક્રેટિસે

પ્રકટ કરી તે ખરેખર ઘણીજ પ્રશંસનીય હતી. તેમજ એ આક્ષેપોનું પરિણામ અમારા મનપર શું થતું હતું તે નક્કી કરવામાં અને તેનો પરિહાર કરવામાં જે ચાતુર્ય તેણે બતાવ્યું તે પણ અત્યંત સ્તુત્ય હતું. કોઈ ફોજનો કચરઘાણ નીકળીને સિપાઇઓ નાસવા માંડે ત્યારે ચતુર સેનાપતિ નાસતા સિપાઇઓને ફરીથી ઉત્તેજન આપી, તેમનામાં વીરતા—શૌર્ય ઉત્પન્ન કરી ફરીથી મોઢાં ફેરવાવી લડાઇ શરૂ કરાવે છે, તેજ પ્રમાણે **સૉક્રેટિસે** અમને વાદમાં પ્રવૃત્ત કર્યા.

**એ૦**—એ તેણે કેવી રીતે કર્યું ?

**ફીદો**:—તેજ હું હવે તમને કહું છું. **સૉક્રેટિસ** એક પલંગ ઉપર બેઠો હતો. ત્યાં તેની પાસેજ તેના જમણા હાથ તરફ એક નાના પલંગ ઉપર હું પણ બેઠો હતો. સામા પક્ષનું બોલવું થઈ રહ્યા પછી મારા માથાના વાળ ઉપર હાથ ફેરવી ખાંધ ઉપર જે વાળ લટકતા હતા તેમાંથી હમેશના વહિવટ પ્રમાણે મોજની ખાતર થોડી લટો હાથમાં પકડી તેણે મને કહ્યું,—“ **ફીદો**, આ સુંદર વાળ તું કાલે કાતરી નહીં નાખે કે ? ” મેં કહ્યું, “ હા, ઘણું કરીને કાલેજ હું વાળ કાતરી નાખવાનો છું. ” **સૉક્રેટિસ** બોલ્યો, “ મારૂં સાંભળવું હોય તો તું કાલ સુધી વાટ જોઇશ નહિ. ” “ કેમ વારૂ ? ” એવું મેં પૂછ્યું ત્યારે **સૉક્રેટિસે** ઉત્તર આપ્યો, “ આપણા મતનું મંડન જો આપણને કરતાં આવડે નહિ, તો આપણે બંને જણે આપણા વાળ ઉતારવા જોઈએ. તારી જગોએ જો હું હોત અને વાદમાં મારો પરાજય થયો હોત, તો **સિમિયસ** અને **સીબ્સ**ના પૂર્વપક્ષનું ખંડન થયા સિવાય વાળ નહિ રાખવાનું મેં પણજ લીધું હત. ” મેં કહ્યું, “ પણ એકલાએ બે શત્રુની ઉપર એકદમ હુમલો કરવો નહિ એ જુની કહેવત તમે ભૂલ્યા હો એમ મને લાગે છે. ” “ તો પછી તમે મને મદદમાં કેમ લેતા નથી ? ” એવું **સૉક્રેટિસ** બોલ્યો. “ તમે મને મદદ કરશો કે હું તમને મદદ કરીશ ? ”

"તે ગમે તેમ હોય, આપણાથી એક દોષ ન થાય તે માટે આપણે હોંશીઆરી રાખીએ એટલે થયું." "તે દોષ કયો" એમ મેં પૂછ્યું, ત્યારે સૉક્રેટિસ બોલ્યો, "તે દોષ '**યુક્તિદ્વેષ**' નામથી ઓળખાય છે. કેટલાક લોક જેમ મનુષ્યજાતિનો દ્વેષ કરે છે, તેવીજ રીતે કોઈ યુક્તિનો એટલે સમર્પક તર્કનો દ્વેષ કરે છે. એવા પ્રકારનો યુક્તિદ્વેષ અતિશય ઘાતક છે, અને એ યુક્તિદ્વેષનું અને મનુષ્યદ્વેષનું મૂળ એકજ છે. આપણો કોઈ સ્નેહી ઘણો સાચો, આયપતવાળો અને ભરોસાપાત્ર છે એમ સમજી પૂછગાછ કર્યા સિવાય કે કાંઈ ખબરદારી રાખ્યા સિવાય આપણે તેના જામીન થઈએ છીએ; પછી અનુભવથી તે લુચ્ચો અને વિશ્વાસઘાતી છે એમ આપણને જણાઈ આવે છે; એ પ્રમાણે બે ચાર વખત ઠેસ લાગે એટલે આખું જગત્ જુઠું છે એવી આપણી સમજ થઈને કોઈ ઉપર પણ ભરોસો ન રાખવો એવું આપણને લાગે છે. આવાંજ કારણોથી મનુષ્યજાતિ વિષે દ્વેષ આપણા મનમાં લાગે છે એવું તમને લાગતું નથી કે?" મેં હકારમાં ઉત્તર આપ્યો એટલે સૉક્રેટિસ બોલ્યો, "જો આમ છે તો મનુષ્યના સ્વભાવની યોગ્ય પરીક્ષા કરી તે સમજવાનું ચાતુર્ય મેળવ્યા વિના માણસો સાથે વ્યવહાર રાખવો એ મોટું મૂર્ખપણું અને મહાન્ દોષ નથી? એ ચાતુર્ય જો સંપાદન કર્યું હોય તો વસ્તુસ્થિતિ ખરેખર કેવી છે તે સમજાય, અને તદ્દન સારા તથા બિલકૂલ ખરાબ એવા બંને પ્રકારના લોક તદ્દન જુદા છે; પણ મધ્યમ સ્થિતિના એટલે જેમનામાં સહેજસાજ સારાપણું અને સહેજસાજ ખરાબપણું છે, એવાજ લોક આ જગતમાં ઘણા છે એમ જણાઈ આવશે."

**ફીદો:**—આપ શું કહો છો તે હું બરાબર સમજ્યો નથી.

**સૉ૦**—અતિશય જાડા કે અતિશય પાતળા મનુષ્યો ઘણા થોડા જણાય છે, તેમજ અતિ સદ્દગુણી અથવા અતિ દુર્ગુણી મનુષ્યો પણ જગતમાં ઘણા થોડા દેખાય છે. અતિ સ્થૂલ અથવા અતિ સૂક્ષ્મ

મનુષ્યો જેમ અપવાદ માત્ર છે, તેમજ અતિશય સુષ્ટ અથવા અતિશય દુષ્ટ મનુષ્યો પણ કેવળ અપવાદરૂપ જ છે. એજ પ્રકાર કુતરાં, ઘોડા, વગેરે પશુના અને બીજા પદાર્થોના સંબંધમાં દષ્ટિએ પડે છે. અને આજ વાત અતિ ચપળ, અતિ.મંદ, અતિ ફૂટડા કે અતિ કદરૂપા, અતિ ગોરા કે અતિશય કાળા, એવાને પણ લાગુ છે. સારાંશ, આવા ગુણોની પરમાવધિ જેમનામાં દષ્ટિએ પડે છે એવા પદાર્થ પ્રાયઃ ઘણા દુર્મિળ છે, અને સાધારણતઃ એ ગુણ મધ્યમ પ્રમાણથી જેમાં હોય એવા ઘણા મળી આવે છે, એવી તારા મનની ખાતરી થતી નથી કે?

ફીદોઃ—એ વાત હવે મારે ગળે ઉતરી.

સૉ૦—દુષ્ટપણાની પરીક્ષા કરી જે સર્વમાં પહેલા પ્રકારનો દુષ્ટ ઠરે તેને બક્ષિસ આપવાનું ઠરાવીએ, તો એ પરીક્ષાના ઉમેદવાર ઘણા થોડા મળી આવશે એમ તને લાગતું નથી?

ફીદોઃ—તમે કહો છો એવો વધારે છે.

સૉ૦—વસ્તુસ્થિતિજ એવી છે. પણ યુક્તિ અથવા સમર્પકતા, અને મનુષ્યો, એ બંને વિષે મનની સ્થિતિ સરખીજ થાય છે એમ મેં હમણાંજ કહ્યું; પણ એ સામ્ય માત્ર કાંઈક અંશે છે, એ હું ક્રમે ક્રમે તને સ્પષ્ટ કરી બતાવું છું. તર્કની યથાયોગ્ય પરીક્ષા કરવાનું સામર્થ્ય શરીરમાં ન હોવાથી અમુક માણસ અમુક કોટિક્રમ કે તર્ક ખરો છે એમ સમજે છે, અને તે ખરો હોય કે ખોટો હોય, પણ કેટલાક દિવસે તે તેને ખોટો સમજાવા લાગે છે. આવી રીતે પાંચ દસ વખત બને એટલે કોઈ પણ વાત ખરી નથી એમ તે અનુભવે છે અને બધામાં પોતાને ડાહ્યો માનવા માંડે છે.

ફીદોઃ—બેશક.

સૉ૦—જો એમ છે તો તદ્દન ખરાં, સુનિશ્ચિત અને વ્યાપક એવાં કારણો હોવા છતાં અને તે કારણો કાંઈક કાળ સુધી માન્ય રાખ્યા પછી કોઈકે તે કારણો ઉપર શુષ્ક આક્ષેપ કરતાંની સાથે તે

કારણોને ખોટાં માનવાં એ મોટું દુર્દૈવ નહિ કે? એ આક્ષેપોમાં ખરા ખોટાની હમેશાં મિશ્રતા હોય છે. અને એ શંકાઓ આપણને સૂઝી નહિ, કે કારણોની પરીક્ષા કરવા જેટલું ડહાપણ આપણામાં નથી, એવો દોષ આપણા માથા ઉપર ન લેતાં ખરાં કારણોને કોઈ વખોડે છે; અને તેમનો સ્વભાવ પહેલેથીજ ચીડીયો હોવાથી સમર્પકતાના કે યુક્તિના વાદની તેમને ચીડ આવે છે, અને તેને લીધે સત્યને અને જ્ઞાનને તે ભુલી જાય છે.

**ફીદો**—ખરેખર એ ઘણું દિલગીર થવા જેવું છે.

**સૉ૦**—એજ દુર્દૈવ આપણે માથે ન આવે, અને યુક્તિવાદમાં સત્યાંશ કાંઇજ નથી હોતો એવી ઉલટી સમજ આપણી ન થાય એટલે થયું. મનની દઢતા અને સત્ય ઉપર નિષ્ઠા આપણામાંજ ઓછી છે, એવી ખરેખરી આપણી સમજ થવી જોઈએ, અને આપણે જે અનુમાનો બાંધીએ કે તર્કો કરીએ તેમાં સ્થૈર્યનો અને સમર્પકતાનો અંશ હોય છે તે ગ્રહણ કરવા સારૂ આપણે હરેક પ્રયત્ન કરવો જોઈએ. એ પ્રયત્ન કરવો એ જેમ તારૂં કર્તવ્યકર્મ છે તેમજ મારૂં પણ છે. તું ઘણો કાળ જીવવાનો છે, ને મારા મરણની તો ઘડીઓ ગણાય છે, તથાપિ સત્યની પ્રાપ્તિ કરી લેવી એ બંનેને સરખુંજ આવશ્યક છે. આ પ્રસંગે ખરા તત્ત્વજ્ઞાની પ્રમાણે હું વર્ત્યો નથી એવી મારા મનમાં શંકા થાય છે. કેટલાક અજ્ઞાની અને હઠીલા લોક દુરાગ્રહમાં ડુબી જઈ સત્યની ઓળખાણ ભુલી જાય છે અને શ્રોતાઓનાં મનને પોતાના મત તરફ વાળવાનોજ માત્ર હેતુ ઇચ્છે છે. મારામાં અને તેમનામાં અંતર એટલુંજ છે કે, મારા મતની સત્યતા વિષે શ્રોતાની ખાતરી કરી આપવી એટલોજ મારો હેતુ નથી. તેવું પરિણામ આવે જ તો તેથી મને અત્યંત આનંદ થાય એ જો કે ખરૂં છે, તોપણ મારા કહેવાની સત્યતા વિષે મારી પોતાનીજ ખાતરી કરી લેવી એ મારે મુખ્યત્વે કરીને જોવાનું હોય છે. મારી વિવાદ કરવાની રીત એવી

જ છે, અને એ રીત ઘણી ઉપયોગી છે એ તમે સુદ્ધાં કબૂલ કરશો. મારો સિદ્ધાન્ત ખરો હોય તો તે ઉપર ભરોસો રાખવો એ કાંઈ ગેરવાજબી ગણાય નહિ, ને મરણ પછી એ સિદ્ધાન્ત ખોટો ઠરે, તોપણ આ જન્મમાં જે દુઃખો છે તેને બીજા કરતાં હું વશ ઓછો થયો એટલો તો ફાયદો છેજ. પણ એ મારૂં અજ્ઞાન હવે થોડાજ વખતમાં નષ્ટ થશે. જો તેમ ન થાય તો તે હું મોટું દુર્દૈવ સમજીશ. પણ મારા સુદૈવે મારૂં એ અજ્ઞાન બધું જલદીજ દૂર થશે. અહો સિમિયસ ને સીબ્સ, આ વિચારના જોર ઉપર હું તમારી શંકાનું સમાધાન કરવા માટે પ્રવૃત્ત થયો છું, અને મારૂં માનો તો હું સૉક્રેટિસ અમુક વાત કહું છું માટે તે ખરી માનશો નહિ; પણ તે બરાબર હોય તોજ ગ્રહણ કરો. ખોટી હોય તો શંકા લઈ તેનું ખંડન કરવામાં શરમ રાખશો નહિ. આપણે આવી રીતે વિવાદ કરીશું તો પક્ષપાતથી કે સ્નેહને લીધે હું કે તમે એમાંથી કોઈ પણ છેતરાઈશું નહિ, અને મધમાખી કરડે તો તેનો જખમ થવાનો તે તો થાયજ, પણ વળી તેનો કાંટો જખમમાં ભરાઈ રહે છે તેવો પ્રકાર બનશે નહિ. તો પછી ફરીથી આરંભ કરતાં પહેલાં હમણાં જે પૂર્વપક્ષ કરવામાં આવ્યો, તેનો હું અનુવાદ કરૂં છું. શરીર કરતાં આત્મા જો કે વધારે યોગ્યતાનો છે અને તેમાં ઈશ્વરી અંશ જો કે વધારે છે, તોપણ સ્વર-સંયોગ પ્રમાણે એ એક સંયોગનોજ પ્રકાર હોવાને લીધે શરીરની પહેલાં આત્માનો નાશ થશે એમ સિમિયસને લાગે છે, અને તેથી તે મારા મતનો સ્વીકાર કરતો નથી એમ હું સમજું છું. તેમજ સીબ્સનું કહેવું એવું થાય છે કે, શરીર કરતાં આત્મા અધિક કાળ ટકે છે, તથાપિ અનેક શરીરમાં રહી તેમનો ઉપયોગ કર્યા પછી છેવટે તે જે શરીરમાં રહ્યો હશે તેનો ત્યાગ કર્યા પછી તે આત્માનો અંત આવે છે, અને આ જે તેનો અંત તેજ તેનું મૃત્યુ કહેવાય. આ જ પૂર્વપક્ષની હવે આપણે પરીક્ષા કરવાની છે. તમારૂં કહેવું આ જ છે એમ હું સમજું છું. એમાં કાંઇ ભૂલતો થતી નથી ને?

પૂર્વપક્ષનો આ અનુવાદ બરોબર થયો એવું સર્વેએ કબૂલ કર્યા પછી સૉક્રેટિસે ફરીથી ભાષણનો આરંભ કર્યો. તે બોલ્યોઃ– "હું જે આટલો વખત બોલ્યો તે પૂર્ણપણે તમને બધાને અમાન્ય છે કે તેમાંનું કાંઇક માન્ય અને કાંઇક અમાન્ય છે?" બધું અમાન્ય નથી એવો સર્વેએ જવાબ આપ્યા પછી તે બોલ્યો, "શીખવું કે જ્ઞાન સંપાદન કરવું એટલે યાદદાસ્ત–સ્મરણ કરવું. અને જો એ ખરૂં છે તો શરીરનો અને આત્માનો સંયોગ થતાં પૂર્વે આત્માને અસ્તિત્વ હતું એવું અવશ્ય માનવું જોઇએ એમ મેં ઘડી પહેલાંજ પ્રતિપાદન કરેલું તે વિષે તમારૂં શું કહેવું છે?"

સીબ્સઃ—પ્રથમદર્શનેજ તે મને સપ્રમાણ લાગ્યું; અને તેના કરતાં અધિક સપ્રમાણ અને અધિક નિર્વિવાદ એવાં કોઇ પણ તત્ત્વ હું જાણતો નથી.

સિમિયસઃ—મારો પણ અભિપ્રાય એવોજ છે, અને એ મારા મતમાં ફેર પડશે તો મને મારા માટેજ વિસ્મય થશે.

સૉક્રેટિસઃ—પણ સિમિયસ, તમારો આ મત તમારે ફેરવવો પડશે. સ્વરોનો મેળાપ એ સંયોગથી થાય છે, અને આત્મા એ સ્વરસંયોગ જેવોજ એક પ્રકાર છે, અને શારીરિક ગુણોના યોગ્ય સંમેલનથી એ સંયોગ ઉત્પન્ન થાય છે, એવું જો તમારૂ કહેવું હોય, તો તમારો મત તમારે બદલવો જોઇએ. કારણ કે જેનો સંયોગ થયા વિના સ્વરોનો મેળાપ થયો નથી. તે વસ્તુ ઉત્પન્ન થતાં પૂર્વે સ્વરોનો મેળાપ હતો એમ તમારે માનવું જોઇએ. અને એમ માનવામાં આવે તો તમારો તમનેજ અચંબો લાગશે એમ તમે કહેશો.

સિમિયસઃ—અચંબો લાગશે એ વિષે સંશયજ નથી.

સૉક્રેટિસઃ—તો પછી તમારા પોતાનાજ બોલવામાં મેળ નથી એવું તમને લાગતું નથી કે? શરીરમાં પ્રવેશ કરતા પહેલાં આત્માનું

અસ્તિત્વ હતું એવું તમે એક વખત કહો છો, અને જે પદાર્થોનું અસ્તિત્વ પૂર્વે નહોતું તેના સંયોગથી તે બન્યો છે એવું પણ તમેજ કહો છો. સ્વરોના મેળાપનું અને આત્માનું સાદૃશ્ય છે એમ તમે કહો છો ને ? અને સારંગીનું ખોખું, તાર અને બદસૂર સુદ્ધાં મેળાપની પૂર્વે હોવાં જોઇએ એ ઉઘાડું છે; કારણ એ સર્વમાંથી તેની ઉત્પત્તિ છે અને તે સર્વની અગાઉ તેનો અંત થવો જોઇએ. હવે હું તમને એમ પૂછું છું કે, આ તમારૂં છેવટનું વિધાન પહેલા વિધાન સાથે બંધબેસતું છે ?

સિમિયસઃ—ના, બિલકુલ નથી.

સૉક્રેટિસઃ—કોઇ પણ ઉપપાદનમાં પૂર્વાપર મેળ હોવો જોઇએ, અને સ્વર–સંયોગની ઉત્પત્તિમાં વિસંગતિ ન હોવી જોઇએ, એ વાત તમે કબૂલ કરશોજ.

સિમિયસઃ—એમાં શું સંશય ?

સૉક્રેટિસઃ—પણ તમારા બોલવામાં વિસંગતિ છે. તો પછી હવે હું તમારી આગળ બે વિધાન રજુ કરૂં છું. તેમાંનું તમને કયું કબૂલ છે તે કહો. શીખવું એટલે યાદ કરવું એ એક વિધાન, અને આત્મા એ સ્વરસંયોગ જેવોજ એક પ્રકાર છે એ બીજું વિધાન.

સિમિયસઃ–મને પહેલું કબૂલ છે.

સૉક્રેટિસઃ—અને તે મતનું વિવરણ કરતી વખતે ઉપમા કે દૃષ્ટાન્તનો મેં બિલકુલ ઉપયોગ કર્યો નથી. કારણ, એકાદ વસ્તુને રંગવાથી જેમ તેના રૂપમાં ફેરફાર થાય છે અને તેથી લોકોની નજરે તે સારી દેખાવા માંડે છે, તેમજ દૃષ્ટાન્ત વગેરે આપવાથી સત્યના કેવળ સ્વરૂપમાં ફેરફાર થઈ લોકોને તે પસંદ પડતું થાય છે. પણ દૃષ્ટાન્તની મદદ વડે કરેલી ઉત્પત્તિ હું સદોષ માનું છું. કારણ, આપણે અતિશય સાવધપણું ન રાખીએ તો દૃષ્ટાન્તના યોગથી મનને મોહ લાગીને આપણે ફસાઈ પડવાનો સંભવ ઘણો હોય છે. વાદનો

વિષય ભૂમિતિ હોય કે બીજું કોઈ પણ શાસ્ત્ર હોય. પણ મેં જણાવ્યા પ્રમાણે થવાનો સંભવ હોય છે; તેથી જ્ઞાનનું અર્જન એટલે પૂર્વ સ્મરણ એ મત સિદ્ધ કરવામાં મેં દૃષ્ટાન્તનો ઉપયોગ કર્યો નથી. મારા મતમો પાયો મેં એક વિશ્વસનીય અનુમાનના આધાર ઉપર રચ્યો છે. શરીરમાં પ્રવેશ કરતાં પહેલાં આત્માને અને તેના બીજરૂપ તત્ત્વને અસ્તિત્ત્વ છે એવું મેં તમને કહ્યું. આત્માનું બીજરૂપી તત્ત્વ એટલે જેનાથી આત્માની ઉત્પત્તિ થાય છે તે તત્ત્વ એવો અર્થ હું લઉં છું, અને એનું ખરેખર બીજું નામજ નથી. અને મારા મતનું ખરાપણું સિદ્ધ કરવાને એટલું બસ છે એમ હું માનું છું.

સિમિયસઃ—તો પછી આત્મા એટલે એક પ્રકારનો મેળાપ છે એમ જે મારા મનને લાગે છે અને બીજા લોકો મને કહે છે તે ઉપર વિશ્વાસ રાખવો કામનો નથી ?

સૉ૦—સ્વરોનો કે બીજી વસ્તુઓનો જે સંયોગ તે તે સ્વરોથી કે તે ઘટક દ્રવ્યોથી ભિન્ન હોય છે, એમ તને ખરેખર લાગે છે ?

સિ૦—બિલકુલ નહિ.

સૉ૦—તો જે વિક્રિયા અથવા હાનિ તે સંયોગને થાય છે તે, તે સ્વરોને કે ઘટક દ્રવ્યોને થયા સિવાય રહે છે કે ?

સિમિયસઃ—તે ઘટક દ્રવ્યોને તે થવીજ જોઈએ.

સૉ૦—ત્યારે પછી આ સંયોગ અગર મેળાપ તે ઘટક દ્રવ્યોની અગાઉ ઉત્પન્ન ન થતાં તેની ઉત્પત્તિ પછી ઉત્પન્ન થાય છે, અને ઘટકથી ભિન્ન એવો સ્વર કિંવા કોઈ પણ કંપ એ સયોગને થાય નહિજ.

સિ૦—બેશક નહિજ.

સૉ૦—પણ, ઘટક સ્વરોનો અરસ્પરસ જે પ્રમાણથી મેળાપ હશે, તે પ્રમાણથી તે સ્વરસંયોગ અગર મેળાપ હોય છે એમ નહિ કે ?

સિ૦—મને તમારો પ્રશ્ન બરોબર સમજાયો નહીં.

સૉ૦—સ્વરોનો આપસમાં એટલે એકમેક સાથે જેવો કમી જાસ્તી મેળ હશે, તેવો તે સ્વરસંયોગ ઓછો કે વધારે સારો હશે, એમ નહિ કે?

સિ૦—હા, એમજ.

સૉ૦—એજ પ્રમાણે આત્મા વિષે આપણે કહી શકીશું કે? એટલે થોડાક ભેદથી આત્મા ઓછો કે વધારે થાય છે એવું આપણે કહી શકીશું કે?

સિ૦—ખચિત નહિ.

સૉ૦—તો પછી વાસ્તવિક સ્થિતિ પણ શું છે? સુબુદ્ધિ ને સદ્‌ગુણ વડે યુક્ત એવો જે આત્મા તે પવિત્ર, અને મૂર્ખતા તથા દુર્ગુણ વડે યુક્ત એવો જે આત્મા તે દુષ્ટ, એવું આપણે કહેતા નથી કે? અને આપણે એમ કહીએ છીએ એજ યોગ્ય નથી કે?

સિ૦—એજ યોગ્ય લાગે છે.

સૉ૦—પણ આત્મા એ એક પ્રકારનો મેળાપ છે એમ જે પ્રતિપાદન કરે છે, તે સદ્‌ગુણ અને દુર્ગુણ એવા જે આત્માના ગુણ છે તેને માટે શું કહેશે વારૂ? સદ્‌ગુણ એ મેળાપ અને દુર્ગુણ મેળાપ નહિ એમ કહેવાશે? અને સારો ને સદ્‌ગુણી આત્મા એ સ્વરૂપતઃજ મેળાપ હોઈને તેનો ફરીથી મેળાપ થવાનો, અને દુર્ગુણી તથા દુષ્ટ આત્માનો મેળાપ થવાનો નહિ?

સિ૦—હું નિશ્ચયપૂર્વક કાંઈ કહી શકતો નથી. તથાપિ આત્મા એ મેળાપ છે એવો જેમનો મત છે, તેઓ એવોજ કાંઈ જવાબ આપશે.

સૉ૦—પણ આપણે હમણાંજ સિદ્ધ કર્યું કે, આત્મા એ સર્વ એક સરખોજ છે, અને સ્વરોનો મેળાપ જ્યાંથી ત્યાંથી જેમ એકજ, એટલે જેમ પહેલા અને બીજા મેળાપમાં ન્યૂનાધિક્ય નથી, તેમજ એક આત્મા અને બીજા આત્મા પ્રત્યે ન્યૂનાધિક ભાવ નથી.

સિ૦—એ મને માન્ય છે.

સૉ૦—અને જ્યારે મેળાપમાં ન્યૂનાધિક્ય નથી, ત્યારે તેમના પોતાનામાં જે મેળ છે તેમાં પણ અંતર નથીજ, એમ નહિ કે?

સિ૦—એમજ.

સૉ૦—અને જો એકબીજા વચ્ચે મેળ ઓછો વધતો હોઈ શકતો નથી, તો પછી એકના કરતાં બીજાનો મેળાપ વધારે હોઈ શકે કે બધાનો બરાબર?

સિ૦—તે સર્વનો સરખોજ હોવો જોઈએ એ નિર્વિવાદ છે.

સૉ૦—અને જ્યારે સર્વ આત્માનું પૂર્ણ સામ્ય છે, ત્યારે તેમના મેળમાં અંતર નજ હોય?

સિ૦—હા.

સૉ૦—ત્યારે પછી એક આત્મા કરતાં બીજા આત્માને ઠેકાણે વધારે મેળાપ અથવા મેળ હોવાનો સંભવ નથી એવું અનુમાન અવશ્ય નીકળે છે.

સિ૦—એ હું સ્વીકારૂં છું.

સૉ૦—આ અનુમાન ઉપરથી બીજું એક અનુમાન એવું નીકળે છે કે, આત્માનું સ્વરૂપ જો મેળાપ જેવું છે, તો એક આત્મા કરતાં બીજા આત્મામાં સદ્ગુણ વધતા ઓછા પ્રમાણમાં રહે નહિ. કારણ, દુર્ગુણ એ ગેરમેળાપ છે અને સદ્ગુણ એ મેળાપ છે.

સિ૦—ખરૂં.

સૉ૦—પણ આત્માનું સ્વરૂપ જો મેળાપ જેવું છે તો આત્મામાં દુર્ગુણનો પ્રવેશજ થતો નથી, એમ કહેવું વધારે યુક્તિસિદ્ધ નહિ થાય કે? કારણ, મેળાપની જે પૂર્ણ અવસ્થા છે તેમાં બદસુરનો સમાવેશ થવોજ શક્ય નથી.

સિ૦—એ વિશે કાંઈ વાદજ નથી.

સૉ૦—તેજ પ્રમાણે આત્માની પૂર્ણાવસ્થામાં દુર્ગુણનો સંભવ-જ નથી.

સિ૦—જે તત્ત્વો આપણે માન્ય કર્યા તે ઉપરથી એવું અનુમાન નિકળે છે કે, પૂર્ણાવસ્થામાં આત્મામાં દુર્ગુણનો લેશ પણ હોવાનો સંભવ નથી.

સૉ૦—એ તત્ત્વો ઉપરથી એવું પણ અનુમાન નીકળે છે કે, સર્વ પ્રાણીઓના આત્માને ઠેકાણે સારાપણું સરખુંજ છે, કારણ, આત્માનું સ્વરૂપ તે સર્વને ઠેકાણે સરખુંજ છે.

સિ૦—એમ મને પણ લાગે છે.

સૉ૦—પણ આત્મા એ સ્વરસંયોગ જેવોજ મેળાપનો પ્રકાર છે, એમ આપણે માનીએ, તો આપણે હમણાં કરેલું અનુમાન યોગ્ય થશે?

સિ૦—ખચિત નહિ.

સૉ૦—તો પછી મારે એમ પુછવાનું છે કે, મનુષ્યના જીવિતના જે ઘટક અવયવ છે તેમાં સર્વ ઉપર અધિકાર ચલાવવાની યોગ્યતા આત્મા સિવાય બીજા કોનામાં છે? અને વિશેષતઃ તે આત્મા જો ડાહ્યો હોય તો બીજા કયા અવયવમાં એ અધિકાર હોવો જોઈએ વારૂ?

સિ૦–તે અધિકાર ચલાવવાની યોગ્યતા બીજા કોઈનામાંજ નથી.

સૉ૦—ઠીક, ત્યારે આત્માની એ સત્તા ઈન્દ્રિયોને વશ થવાથી ચાલે છે કે તેનો નિયમ કરવાથી ચાલે છે? દાખલા તરિકે–ટાઢ ચઢી આવેલા તાવમાં તરસ લાગ્યાની કલ્પના કરો. હવે આવે વખતે તે તરસને મારવાની આજ્ઞા આત્મા કરતો નથી કે? તેજ સ્થિતિમાં ભૂખ લાગી હોય તો ભૂખ પણ મારવી એવું આત્મા કહેતો નથી કે? એવીજ રીતે આત્મા પોતાનો અધિકાર ઇન્દ્રિયો ઉપર ચલાવે છે, એનાં હજારો દૃષ્ટાન્ત આપી નહિ શકાય કે?

સિ૦—એમાં શો સંદેહ ?

સૅા૦—પણ આત્મા એ એક પ્રકારનો મેળાપ છે અને ઘટક અવયવોના સ્વરોની વિરૂદ્ધ સ્વર તેમાંથી ઉત્પન્ન ન થાય, કે ઘટક અવયવોની વૃત્તિથી અન્યવૃત્તિ હોઈ શકે નહિ, તેમ તેનું નિયમન કરવાને બદલે તેના અનુરોધથીજ તેને વર્તવું પડશે એમ આપણે પ્રથમજ કબૂલ કર્યું છે.

સિ૦—હા, કારણ કે તે સિવાય છૂટકો નથી.

સૅા૦—પણ આત્માની વર્તણુક તેના અવયવોની વર્તણુકથી તદન વિરૂદ્ધ હોય છે એ સ્પષ્ટ દેખાતું નથી કે? તેના ઘટક અવયવ તરીકે આપણે જેને કહીએ છીએ તે ઉપરજ તે પોતાનો અમલ બજાવે છે, ને આખી જીંદગી પર્યંત તેના ઉપર વિઘ્નો લાવે છે, અને તેની ઉપર હલ્લા કરે છે. નિશાળમાં છોકરાંને જેમ શિક્ષા કરે છે તેવીજ રીતે કેટલીક ઇન્દ્રિયોને શાસન કરી તેમને ઘણી દબાવી દે છે, બીજી ઇન્દ્રિઓને તેનાથી સૌમ્ય ઉપચારથી ફક્ત દહેશત આપી પોતાના કબજામાં રાખે છે. સારાંશ, દરેક પ્રકારે તે પોતાનું સ્વામીત્વ તેની ઉપર ચલાવે છે. આ ઉપરથી એ સ્પષ્ટ છે કે, આત્માનું અને શરીરનું સ્વરૂપ તદન ભિન્ન છે એમ આપણને ક્ષણે ક્ષણે જણાય છે. અને આજ્ઞા કરવી એ આત્માનું કામ છે, તેથીજ શરીરના કરતાં આત્મામાં ઇશ્વિરી અંશ અધિક છે એમ તને શું લાગતું નથી કે ?

સિ૦—હા.

સૅા૦—તો પછી આત્મા, એ મેળાપ જેવો છે એમ માનવાને બિલકુલ આધાર નથી; અને આ એક આક્ષેપનું નિરસન થયું કહેવાય. હવે બીજી જે શંકા રહી તે દૂર કરવા માટે કયો કોટિક્રમ લાગુ પાડવો એનીજ કાળજી રહી છે.

સિ૦—તેની પણ કાંઈ વિશેષ કાળજી કરવાનું કારણ નથી. તમે મનમાં લાવશો તો તે વાત પણ તમે સહજ સિદ્ધ કરી આપશો.

આત્મા એ એક પ્રકારનો મેળાપ છે એવો જે પૂર્વપક્ષ હતો, તેનું ખંડન મારા મત પ્રમાણે તમે ઘણી સારી રીતે કર્યું. કારણ, સિમિયસે જ્યારે એ પૂર્વપક્ષ કર્યો ત્યારે, કાંઈ અદ્‌ભુત સાક્ષાત્કાર કર્યા સિવાય એ પૂર્વપક્ષનું નિરસન નહિ થાય એમ મને લાગ્યું હતું. પણ યુક્તિવાદના પહેલા ધડાકાની સાથેજ શત્રુની વ્યૂહરચના જ્યારે તૂટી ગઈ, ત્યારે મને અતિશય અચંબો લાગ્યો. અને તેજ પ્રકાર આ બીજા વાદને માટે થાય તો તેમાં કાંઈ નવાઈ નથી.

**સૉ૦**—નાહક ફુલાસની વાતો કહીશ નહિ. કારણ, તેમ કરવાથી અહંભાવનો પ્રવેશ થઈ આટલા વખતથી યુક્તિ પ્રયુક્તિની ઉભી થયલી ઈમારત પાછી પડી જશે, અને આ સર્વ વાદ વ્યર્થ જશે. પણ એ વાત ઈશ્વરને આધીન છે. આપણે પામર મનુષ્યોએ યથાશક્તિ એકમેકની સાથે લઢવું અને આપણું બળ બતાવવું, એટલુંજ આપણું સામર્થ્ય છે. તમારો હાલનો મુદ્દો એટલોજ છે કે, આત્મા અમર અને અવિનાશી છે એ મારે સિદ્ધ કરી બતાવવું, અને જે તત્ત્વવેત્તા મરણ પછી અખંડ સુખની પ્રાપ્તિ થશે એવો ભરોસો અને દૃઢતા રાખી મરણને શરણ થાય છે તેને આપણે વ્યર્થ આશા રાખેલી ન સમજવી જોઈએ. તમારો આક્ષેપ એવો છે કે, આત્મા એ જો કે ઈશ્વરી અંશ હોઈને ચિરકાળ ટકનારો છે, તેમજ આ શરીરમાં પ્રવેશ કરવા પહેલાં તે હતો એમ જો માનીએ, તોપણ તે ઉપરથી તે અમર છે એમ સિદ્ધ થતું નથી. માત્ર અનુમાન એટલુંજ નીકળે છે કે, તે શરીર કરતાં વધારે વખત ટકનારો છે, અને દેહમાં પ્રવેશ કરતાં પહેલાં તેની અનેક દેહમાં સ્થિતિ હતી અને તે તે દેહાનુસાર તેને અનુભવ થયા અને કર્મો થયાં; પરંતુ તે ઉપરથી તે અમર છે એમ ઠરતું નથી. કરણ, એની ઉલટી સ્થિતિ આપણને દૃષ્ટિએ પડે છે. તે એવી છે કે, આ શરીરમાં આત્મા પ્રવેશ કરે છે તેજ ક્ષણે તેના મરણનો કે ક્ષયનો આરંભ થાય છે એમ કહેવામાં હરકત

નથી. કારણ તે આત્મા આ લોકનું સર્વ જીવિત દુઃખમાં અને હાલહવાલમાં ગાળે છે, અને મરણ સમયે તે સર્વાંશે નષ્ટ થાય છે. એ સિવાય તમે એવો પણ આક્ષેપ લો છો કે, આત્માનો શરીર સાથે એક વખત સંબંધ થાય કિંવા અનેક વખત થાય, પણ જ્યાં સુધી આત્માના અમરપણાનો નિશ્ચયાત્મક નિર્ણય થયો નથી, ત્યાં સુધી ભયનું કારણ છેજ, અને ત્યાં સુધી પ્રત્યેક ડાહ્યા માણસે મરણથી બ્હીવુંજ જોઇએ. તમારા આક્ષેપનો સારાંશ મારી સમજ પ્રમાણે મેં આ કહ્યો તેનો વારંવાર ઉચ્ચાર હું જાણીબુજીને કરૂં છું. કારણ, મારી એવી ઇચ્છા છે કે, તમારી શંકાના કોઈ પણ ભાગ તરફ દુર્લક્ષ થાય નહિ, અને હજી તેમાં કાંઈ કમી જાસ્તી કરવાનું હોય તો તેમ કરવાને તમને સંધિ મળે.

**સીબ્સ**:—હવે મારે તેમાં કાંઈ કમી જાસ્તી કરવાનું નથી. મારા આક્ષેપનો સાર તમે બરાબર કહ્યો.

તે પછી **સૉક્રેટિસ** કેટલીક વખત સુધી વિચારમાં લીન થયો હોય તેમ તદ્દન સ્તબ્ધ રહ્યો. છેવટે તેણે ફરીથી બોલવાનો આરંભ કર્યો, અને બોલ્યો: “ તમે જે સિદ્ધિ કરવા માગો છો તે કાંઈ ક્ષુલ્લક નથી, અને તે સિદ્ધિથી મનનું યોગ્ય સમાધાન થવા સારૂ ઉત્પત્તિ અને ક્ષય એ બે બાબતોના કારણનો સૂક્ષ્મ વિચાર આપણે કરવો જોઈશે. એ વિષય સંબંધે મારા પોતાના મનની કેવી કેવી સ્થિતિ થતી ગઈ તે તમારી મરજી હોય તો હું તમને કહું છું. તેમાં જો કાંઈ ઉપયોગી અંશ હોય તો તમારી મનોવૃત્તિને દૃઢતા લાવવા મારા અનુભવનો તમે ખુશીથી ઉપયોગ કરો.

**સિમિયસ**—તમારા અનુભવની વાત અમે અતિ ઉત્સાહપૂર્વક સાંભળીશું. કહો.

**સૉ૦**—ઠીક; સાંભળો ત્યારે. હું જ્યારે જુવાન હતો ત્યારે સૃષ્ટિ-વિજ્ઞાનશાસ્ત્ર શીખવાની મને ઘણી ઉત્કંઠા હતી. તે વખતે મને એમ લાગતું કે, પ્રત્યેક પદાર્થનું કારણ, તેની ઉત્પત્તિ, સ્થિતિ અને લય

એ બાબતો સમજવી એ મોટું પુરુષાર્થ હોઈને એમાં કાંઈક ઈશ્વરી અંશ છે. મારી આવી સમજ હોવાને લીધે મેં એ જ્ઞાન સંપાદન કરવાનો દરેક પ્રયત્ન કર્યો. ઉષ્ણતા અને શૈત્યની કાંઈ અવસ્થાથી પ્રાણીઓની ઉત્પત્તિ અને પુષ્ટિ થાય છે કે કેમ? શરીરના લોહીની સ્થિતિ ઉપરથી વિચારની ઉત્પત્તિ થાય છે કે કેમ? આપણી આંખો, કાન, નાક ઇત્યાદિ કર્મેંદ્રિયોના જે વ્યવહાર ચાલે છે તેનું કારણ વાયુ છે કે અગ્નિ? કે તદ્દન મજ્જાતંતુથીજ એ ગતિ ચાલે છે? સ્મૃતિ અને બુદ્ધિની ઉત્પત્તિ કર્મેંદ્રિયથી છે કે કેમ? જ્ઞાનની ઉત્પત્તિ સ્મૃતિ અને જ્ઞાન એમાંથી થાય છે કે કેમ? તથા પ્રાણીઓને જીર્ણાવસ્થા કયાં કારણોથી પ્રાપ્ત થાય છે? મતલબ કે, આકાશમાં અને પૃથ્વીના પડમાં જે જે પદાર્થ છે અને જે જે ચમત્કાર બને છે, તે સર્વનાં કારણો શોધવામાં હું ગુંથાઈ ગયો. એ પ્રમાણે પુષ્કળ પ્રયાસ કર્યા પછી છેવટે એવા પ્રકારનો શોધ કરવાને હું તદ્દન અનધિકારી છું એમ મને સમજાયું. આનું હું ખુલ્લું સમજવા જેવું પ્રમાણ આપું તો તે એ કે, મને પહેલાં જે વાતો મારી પોતાની અને બીજાઓની પણ સમજ પ્રમાણે સારી રીતે સમજાતી હતી, તે મને સમજાતી નથી એવી એ વિચારોથી મારા મન ઉપર ઉલટી અસર થઈ. અનેક વિષયોનું જે જ્ઞાન પહેલાં મને હતું તે સર્વ હું ભૂલી ગયો! ઉદાહરણાર્થ, મનુષ્યની શરીરવૃદ્ધિ કેવી રીતે થાય છે તે હું ભૂલ્યો. મને એમ લાગવા માંડયું કે શરીર અન્ન પાણીથી વધે છે. કારણ માંસને માંસ, હાડકાંને હાડકાં અને બીજા ભાગોને તેમનું યોગ્ય પોષણ મળ્યું એટલે નાનાનું મોટું પરિણામ થાય છે, અને પાતળો માણસ પણ જાડો લઠ્ઠ બને છે, એવા મારા વિચાર થયા. એ યોગ્ય હતું એમ તમને લાગે છે કે?

**સીબ્સ**—હા, એમાં શું ખોટું છે?

**સૉ૦**—ઠીક ત્યારે, હવે હું આગળ શું કહું છું તે તરફ લક્ષ

આપો. મનુષ્યના શરીરની વૃદ્ધિનું કારણ જેમ અન્ન અને પાણી, તેમજ એકાદો માણસ બીજાથી ઉંચો હોય—એટલે એક માણસ બીજાના ખભા સુધી ઉંચો હોય—તો એ અધિક ઉંચાઈનું કારણ મને સમજાયું એમ મને લાગવા માંડયું. તેમજ એક ઘોડો બીજા કરતાં ઉંચો હોય તો તેનું પણ કારણ મને સમજાયું એમ હું માનવા લાગ્યો. તેમજ બીજી સરળ અને સુલભ બાબતો સંબંધે પણ મને એમજ લાગવા માંડયું. ઉદાહરણાર્થે, ૮ અને ૧૦ એ બે આંકડા લો. ૧૦ નો આંકડો ૮ કરતાં વધારે કેમ છે તો ૮ ના આંકડામાં ૨ વધારે મેળવ્યા તેથી. તેમજ બે હાથ લાંબી દોરી એક હાથ લંબાઇની દોરીથી વધારે લાંબી કેમ ? તો તેમાં અડધો અડધ જેટલી દોરી વધારે છે તેથી.

**સીમ્સ**—એ સંબંધે હાલ તમારો શું મત છે.

**સૉ૦**—એ સર્વ બાબતોનાં કારણો મને સમજાય છે એવું મને બિલકુલ લાગતું નથી. એકમાં એક મેળવીએ એટલે પહેલા એકના બે થાય છે કે જે એક મેળવ્યો તેના બે થાય છે, અથવા બંને મળાને બે થાય છે એ હું કાંઈ કહી શકતો નથી. કારણ મેળવણી કરતાં પહેલાં એ પ્રત્યેક અંક એકજ હતો અને મેળવણી થયા પછી તે મળીને બે થયા. તેમજ ભાગ પાડીએ તો એકજ વસ્તુના બે કેવી રીતે થાય છે, એ પણ હું કહી શકતો નથી. કારણ, એક અને એક મળીને બે થાય છે એ કારણ, અને વિભાગ કરીને એકજ વસ્તુની બે વસ્તુ થાય છે એ કારણ એ પરસ્પર તદ્દન વિરૂદ્ધ છે. પહેલા ઉદાહરણમાં ૧+૧ એટલે એકમાં એક મેળવ્યો એટલે બે થયા, પણ બીજા ઉદાહરણમાં એકજ વસ્તુના વિભાગ એટલે ટુકડા કર્યાથી બે થાય છે. એ કારણો જો કે મને કહેતાં આવડતાં નથી, તોપણ એજ રીતે એટલે આધિભૌતિક અથવા સ્થૂલ તત્ત્વોની રીતે અમુક એક વસ્તુ કેમ ઉત્પન્ન થઈ એ પણ કહી શકવાનું અભિમાન હું કરતો નથી. તદ્દન ક્ષુદ્ર વસ્તુ સુદ્ધાં ઉત્પન્ન કેમ થાય છે, કિંવા તેને

અસ્તિત્વ કેવી રીતે પ્રાપ્ત થયું, એ મારાથી કહી શકાતું નથી. એ રીતે કાંઈ સમજ પડતી નથી તેથી તત્વવિવેચનની એ આધિભૌતિક રીત સાથે હું મારી પોતાની રીતનું મિશ્રણ કરૂં છું. એક દિવસ કોઈ એક માણસ અનાગ્ઝગોરાજનું એક પુસ્તક વાંચતો હતો. પરમેશ્વરની જે ચિચ્છક્તિ તે સર્વેનું આદિકારણ છે અને તે શક્તિથીજ પદાર્થમાત્રની યોગ્યતા અને તેની જાતિઓ બને છે, એવું તે પુસ્તકમાં નિરૂપણ હતું. અનાગ્ઝગોરાજના આ વિચારો જ્યારે મેં સાંભળ્યા ત્યારે મને ઘણોજ આનંદ થયો. ચિચ્છક્તિ સર્વેનું આદિકારણ છે એ વાત તેજ વખતે મારા ધ્યાનમાં બરોબર રીતે આવી. એ મૂળતત્ત્વ વિષે મારા મનમાં લેશ માત્ર ભ્રાન્તિ રહી નહિ. કારણ, એ ચિચ્છક્તિએ પ્રથમ વિશ્વ નિર્માણ કરીને જે જે ગુણધર્મ પદાર્થમાત્રમાં તેણેજ મૂકયા હતા, તે તે ધર્મને અનુરૂપ સ્થલ અને સ્થિતિની પણ યોજના યોજેલી હોવી જોઈએ. એ તત્ત્વ ઉપરથી એક વાત એ ઠરી કે, પ્રત્યેક માણસે પોતાના તેમજ બીજાના હિત સારૂ આ સૃષ્ટિનું બીજ શોધી કાઢવાનો પ્રયત્ન કરવો. કારણ, બધામાં ઉત્તમ અને બધામાં ઉપયોગી તત્ત્વ એક વખત જડયું એટલે ખરાબ શું છે એ અનાયાસેજ સમજાય છે. કારણ, સારૂં અને ખોટું એ બન્ને જાણવાનો માર્ગ એકજ છે.

અનાગ્ઝગોરાજ જેવા ગુરૂ મળ્યાથી એ તત્ત્વ સમજાયું તેથી મને આનંદ થયો અને મને એવી આશા ઉત્પન્ન થઈ કે, એ ગુરૂની મદદથી આપણને સર્વ વસ્તુનાં કારણો યથાયોગ્ય સમજાશે. ઉદાહરણ, આ પૃથ્વી સપાટ છે કે તે ગોળ છે એટલુંજ માત્ર ન સમજતાં એજ વિશિષ્ટ આકાર તેનો કેમ થયો એનું પણ કારણ આ ગુરૂ મને કહેશે. તેમજ દરેક બાબતમાં ઉત્તમ વાત કઈ તેટલુંજ ન કહેતાં તે ઉત્તમ શા માટે, એ પણ તે આપણને સમજાવી દેશે. તેમજ વિશ્વના મધ્યભાગે પૃથ્વી છે એમ જો તે કહેશે, તો તેજ વિશ્વના

મધ્યમાં કેમ હોય એનું પણ કારણ તે કહેશે. એ પ્રમાણે તેની પાસેથી પૂરૂં જ્ઞાન પ્રાપ્ત થશે એટલે બીજા કોઈપણ તત્વને હું કારણ માનીશ નહિ એવો મેં વિચાર કર્યો.

સૂર્ય, ચંદ્ર અને તારાની કક્ષા અને દૈનિક ગતિ ઇત્યાદિ બાબતોની માહિતી થવી જોઈએ અને એ કક્ષા અને ગતિ અમુકજ પ્રકારની કેમ છે એનું જ્ઞાન મેળવવા માટે અનાગ્જગોરાજને પુછવા માટે મેં એક પ્રશ્ન તૈયાર કર્યો. પણ ચિચ્છક્તિએ એ સર્વ બાબતોનો યથાયોગ્ય ક્રમ કરેલો છે, એટલું કહી પછી જે યોજના કરી છે તેજ ઉત્તમ છે, એ સિવાય અધિક કાંઈ તે કહી શકશે નહિ, એવી તે વખતે મને બિલકુલ કલ્પના નહોતી. મને એવી આશા હતી કે, સામાન્ય અને વ્યકિતવિશિષ્ટ કારણો કહ્યા પછી પ્રત્યેક વ્યક્તિનું અને સર્વ વર્ગનું અથવા જાતિનું હિત શામાં છે એ પણ તે સમજાવશે, અને એ મારી આશા એટલી દૃઢ હતી કે સર્વ જગતની સંપત્તિ મને આપવાની આશા આપીને એ આશા છોડવા મને કોઈએ કહ્યું હોત તો તે આશા મેં છોડી ન હોત.

અનાગ્જગોરાજ પાસેથી એ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થશે એવી આશા મને હતી તેથી તેણે લખેલો ગ્રંથ હું કયારે વેચાતો લઉં એમ મને થયું. તે પુસ્તક વેચાતું લીધા પછી જેટલું જલદી વંચાય તેટલું જલદી વાંચ્યું. પણ મારી આશા નિરાશાના રૂપમાં પલટાઈ ગઈ! કારણ, તેનો ગ્રંથ થોડો ઘણો વંચાયો એટલામાંજ મને જણાઈ આવ્યું કે જે ચિચ્છક્તિના તત્ત્વની મને ઘણી આશા હતી તેનો આ વિશ્વની સુંદર રચનામાં કેવો ઉપયોગ થયો છે એ ન કહેતાં વાતાવરણ, ઝંઝાવાત, પાણી ઇત્યાદિ અપ્રયોજક કારણો તેણે કહ્યાં છે.

તેની તત્ત્વજ્ઞાનની પદ્ધતિનું સ્વરૂપ ટુંકામાં સમજાવી દેવાને હું મારૂંજ ઉદાહરણ લઉં છું. કોઈએ તમને એમ કહ્યું કે, **સૉક્રેટિસ** સર્વ કાંઈ ચિચ્છક્તિના યોગવી કરે છે. એવું કહી પછી મારી પ્રત્યેક

કૃતિનું કારણ કહેતાં જો એમ કહે કે, અસ્થિ અને શિરા મળીને મારૂં શરીર બન્યું છે, અને એ અસ્થિ કઠણ અને ભરેલાં હોઈ બે અસ્થિના વચ્ચે સાંધા છે, અને એ શિરા વાંકવાળી હોઈ અસ્થિ, માંસ અને ત્વચા એ સર્વેને બાંધી લે છે અને એ સર્વ આ ત્વચાની અંદરજ હોય છે, અને એ હાડકાં સાંધાને ઠેકાણે વળતાં હોવાના કારણે મને નીચું જોઈ બેસતાં ફાવે છે, એ તમે જુઓજ છો. આ ઉપર જણાવેલાં સર્વ કારણોને લીધે હું પાથરણા ઉપર આમ બેસી રહ્યો છું. તેમજ તમે અને હું આ સંવાદ કરતા બેઠા છીએ. આ સંવાદનું કારણ કહેવાનો ડોળ કરી જો કોઈ એમ કહે કે તમને અને મને વાણી છે, કાન છે અને ભોંયતળીએ વાતાવરણ છે તેથી એ ભાષણ ચાલ્યું છે,—અને તે ખરૂં કારણ જો નહિ કહે તો તમને શું લાગશે વારૂ? અથિનિયન લોકોએ મને શિક્ષા કરી અને તેથીજ તે શિક્ષાનો અમલ થતાં સુધી નિરાંતે અહીં રહેવું એ મને નાસી જવા કરતાં સારૂં લાગ્યું એ ખરૂં કારણ છે, એ તમે જાણોજ છો; નહિ તો આ શિરા અને આ અસ્થિ મેગારા કિંવા બિઓશિયા ક્યારનાં ગયાં હોત; પણ ગુલામની પેઠે અથવા હદપાર કરેલા માણસની પેઠે નાસી જવા કરતાં મારા દેશબાંધવોએ જે શિક્ષા મને આપી છે તે ભોગવવી એજ પ્રશસ્ત છે, એવી મારા મનની સમજ થયાના કારણે હું હજી અહીંયાં છું, અને તેથી આ સંવાદ કરવાને સંધિ મળી. એ કારણ ન કહેતાં મને વાણી છે અને તમને કાન છે, અને ધ્વનિ જવાને હવા છે, એવાં અપ્રયોજક કારણો કહી તેમાં સમાધાન માનવું એ તદ્દન મૂર્ખપણું છે એમ હું પણ સમજું છું.

અસ્થિ, શિરા અને એવાજ શરીરના જે બીજા ઘટકાવયવ છે તે ન હોત તો મનમાં જે જે આવે છે તે તે મારાથી થઈ શકત નહિ, એટલુંજ જો કહેવાનું હોય તો તે ખરૂં છે; પણ મારા મતે જે વાત ઉત્તમ જણાય તે કરવા વિષેની મારી ઇચ્છા તે મારા આ-

ચરણનું કિંવા કૃતિનું ખરૂં કારણ છે, એમ ન માનતાં મારાં હાડકાં કિંવા શરીરમાંની શિરા એ મારાથી થનારી કૃતિનાં ખરાં કારણ છે એમ કહેવામાં ખરેખરૂં અસમજપણું કહેવાય એમ મને લાગે છે. તેમજ મારી બુદ્ધિનો ઉપયોગ પણ તેજ કારણથી થાય છે એમ કહેવું એટલે કાર્ય અને જેના સિવાય તે કાર્ય કદી પણ બને નહિ તે કારણ, એ બેમાં બિલકુલ ભેદ નથી એમ કહેવા જેવું છે. તથાપિ લોકની વાતો ઉપર ભરોસો રાખનારા અને અંધપરંપરાથી ચાલનારા અશિક્ષિત લોક એવાજ પ્રકારનાં કારણોને ખરાં કારણો માને છે. લોકોની સમજ એવા વિચિત્ર પ્રકારની બનેલી હોય છે, તેથી પૃથ્વીની નીચે હમેશાં ફરનારૂં એવું એક ભોંયરૂં છે અને એ વિશ્વના મધ્ય ભાગે બરોબર જડાયલું છે એવું કોઈ માને છે. કોઇ કહે છે, એ ભોંયરૂં એટલે એક અત્યંત પહોળી અને મોટી કથરોટ છે, અને તેના તળીએ હવા છે. જેણે એ સુયંત્ર રચના ઉત્તમ પ્રકારે કરી છે તે ઈશ્વરની શક્તિનું તે નામ સુદ્ધાં લેતા નથી અને તેના ઐશ્વર્ય ઉપરથી તે પૂજ્ય છે એમ પણ તે માનતા નથી. ઈશ્વર કરતાં પણ અધિક શક્તિમાન અને અધિક અક્ષય્ય એવો **અતલસ** નામનો એક રાક્ષસ છે, અને સર્વનું પાલન કરવાને ઈશ્વર કરતાં પણ તે વધારે સમર્થ છે એમ તે માને છે. સારાંશ, વસ્તુમાત્રને વ્યવસ્થિત સ્વરૂપમાં ગોઠવી તે સૌનું સ્પષ્ટીકરણ કરવાનું જે ચિચ્છક્તિરૂપ ઉત્તમ સાધન તે ભ્રાંતિમૂલક છે એવું માની તે ફોકટ તેના ઉપર કંટાળો કરે છે.

તેમનું કહેવું મને નાકબૂલ છે એમ નથી, પરંતુ કોઈ પણ પ્રકારનું ભલે હોય પણ જે મને વિશ્વનું ખરૂં કારણ કહેશે, તેનો હું ખુશીથી શિષ્ય થઇશ. પણ મારી પોતાની બુદ્ધિથી સમજાતું નથી અને બીજા કોઈ પાસેથી પણ તે જ્ઞાન પ્રાપ્ત થતું નથી, તેથી મેં એ કારણ શોધી કાઢવાનો ફરીથી પ્રયત્ન કર્યો અને તમારી મરજી હશે તો તે પણ હકીકત તમને કહીશ.

**સીબ્સ**—એ સાંભળવાની મારી ઘણી ઇચ્છા છે.

**સૉ૦**—સર્વ પદાર્થોનું પરીક્ષણ કરતાં કરતાં જ્યારે હું થાકયો, ત્યારે સૂર્યગ્રહણની વખતે સૂર્ય તરફ જોનારાની જેવી સ્થિતિ થાય છે તેવી આપણી ન થાય એટલા માટે વિશેષ ખબરદારી રાખવી એ આપણું કર્તવ્ય છે એમ મને લાગવા માંડયું. સૂર્યગ્રહણની વખતે સૂર્યબિંબ પાણીમાં કે બીજા કોઈ પદાર્થ ઉપર પડેલું જોવું પડે છે; નહિ તો આંખો અંજાઈ જઈને તે બિલકુલ ન દેખાવા જેવું થાય છે. તેમજ કંઇક વિચાર મારા મનમાં આવ્યો અને મને એવો ભય લાગવા માંડયો કે, હું મારાં ચર્મચક્ષુથી જો પદાર્થોનું નિરીક્ષણ કરૂં, અથવા શરીરની બીજી ઇન્દ્રિયોથી જો પદાર્થોનું જ્ઞાન સંપાદન કરવા લાગું, તો મારા આત્માનાં જે ચક્ષુ છે કે આત્માની જે જ્ઞાન સંપાદન કરવાની શક્તિ છે તે નષ્ટ થશે. આપણી તર્કશક્તિનો આશ્રય લેવો અને તેના સાધનથી પદાર્થોનું જે સત્યસ્વરૂપ પ્રતિબિંબિત થાય તે વિષે વિચાર કરવો એમ મને લાગવા માંડયું. મારા બોલવાનો અર્થ સ્પષ્ટ કરવા સારૂ જે ઉપમાનો મેં ઉપયોગ કર્યો તે યોગ્ય નથી એમ કોઇકને લાગશે. કારણ, જે મનુષ્ય પદાર્થોનું ફક્ત આંખોથી નિરીક્ષણ કરે છે તે કરતાં તર્કદષ્ટિથી જોનારાને પ્રતિબિંબના અને સાદસ્યના યોગથી તે પદાર્થ વધારે સારા દેખાય છે, એમ હું પણ નિશ્ચયથી કહી શકતો નથી. તથાપિ મેં જે માર્ગ પકડયો તે હું તમને કહું છું. એ પછી અત્યંત સયુક્તિક કારણ જે દેખાય તેજ હું ખરૂં માનવા લાગ્યો; અને કાર્ય હોય કે કારણ હોય, જે યુક્તિ સાથે બંધબેસતું થાય તેજ ખરૂં અને જે યુક્તિ સાથે વિરૂદ્ધ જણાય તે ખોટું એમ હું માનવા લાગ્યો. આ વાત તમારા ધ્યાનમાં પૂર્ણપણે આવી નથી એમ મને લાગે છે, તેથી હું એ વાત વધારે ખુલાસાથી કહું છું.

**સીબ્સ**—હા ખચિત, એ વાત મને સમજાઈ નહિ.

**સૉ૦**—મેં હમણાં જે કહ્યું તે કાંઈ નવીન નથી. મેં એ વાત હજાર વખત કહી હશે. વિશેષતઃ આજના આ વિવાદમાંજ મેં કેટલીક વખત આ વાતનો ઉલ્લેખ કર્યો હશે. એટલી કાળજીથી હું જે કારણ-ની શોધ કરતો હતો, તે કારણ કયા પ્રકારનું હતું એટલુંજ મારે સિદ્ધ કરવાનું છે. ત્યાર પછી આપણે જેને ગુણ અથવા ભાવ કહીએ છીએ તેનાથી આરંભ કરીશું. એ ગુણ વિષે લોક હમેશ બોલે છે, અને હું તો એને સર્વનો આધારજ સમજું છું. હું એમ કહું છું કે, સ્વતઃસિદ્ધ સારૂં, સુંદર, ન્યાયનું કે મહાન્ એવું કાંઈ પણ છે એ તત્ત્વ જો તમે કબૂલ કરશો, તો એ તત્વના આધારથી હું આદિકરણ અને આત્માનું અમરત્વ એ બંને સિદ્ધ કરી બતાવીશ એવી મને ખાતરી છે.

**સીબ્સ**—હું એ તત્ત્વ માન્ય કરૂં છું. હવે તમારો સિદ્ધાંત જેટલો જલદી પુરવાર કરશો તેટલું સારૂં.

**સૉ૦**—હવે એ તત્વથી શું અનુમાન નીકળે છે તે તરફ લક્ષ આપો, અને હું જે અનુમાન કરૂં છું તે તમને માન્ય છે કે નહિ એ મને કહો. મૂર્તિમંત સૌન્દર્યવડેજ પ્રત્યેક વસ્તુને સૌંદર્ય પ્રાપ્ત થયેલું હોવું જોઇએ. અને આજ વાત દરેક ગુણને લાગુ પડે છે, એ તમને માન્ય છે કે ?

**સીબ્સ**—હા.

**સૉ૦**—જે મોટાં મોટાં ગહન કારણો લોક કહે છે, તે મને બિલકુલ સમજાતાં નથી. મને જો એકાદ મનુષ્ય પૂછે કે, અમુક વસ્તુ સુંદર શાથી થઈ? તેનો રંગ મનોહર છે તેથી ? અથવા તેનું ઘટક અવયવ સપ્રમાણ છે તેથી ? તો તે સર્વ દેખીતાં કારણોને હું ધિક્કારીશ, કારણ એ કારણો મને માત્ર ગુંચવણમાં નાંખે છે, અને કાંઈ છુપાવી નહિ રાખતાં હું સરલ જવાબ એવો આપીશ કે, કોઈ પણ વસ્તુ સુંદર હોય તેને તે સૌંદર્ય આદ્ય સૌંદર્યના અંશને લીધે પ્રાપ્ત થયું છે.

જે સર્વને આરંભે મૂર્તિમંત સૌંદર્ય હતું તેનો અને આ વસ્તુનો સમાગમ કે સાન્નિધ્ય કોઈ પણ કારણથી થઈ એ ગુણોનો કાંઈ ભાગ એ વસ્તુમાં આવેલો હોવો જોઇએ. એ સમાગમ કે સાન્નિધ્ય કયાં કારણથી થાય છે એ હું ખાતરીથી કહી શકતો નથી. મને એટલી ખબર છે કે એ આદ્ય સૌન્દર્યના સાહચર્યથી સર્વ સુંદર વસ્તુને સૌન્દર્ય પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી એ તત્વ હું મજબૂત રીતે પકડીને બેસીશ ત્યાં સુધી મારી સમજ ભૂલભરેલી છે એવું મને કોઈ પણ મનાવી શકશે નહિ, અને આદ્ય સૌંદર્યના યોગથી સુંદર વસ્તુને સૌંદર્ય આવે છે એવું હું નિર્ભ્રાન્ત રીતે કહીશ. મારા મત પ્રમાણેજ તમારૂં કહેવું છે ને?

**સીબ્સ**—હા, સૉક્રેટિસ!

**સૉ૦**—જે વસ્તુઓ નાની કે મોટી હોય છે તેનું પણ નાનપણનું કે મોટપણનું કારણ એવુંજ હોય છે ને? અમુક એક વસ્તુ બીજી કરતાં માથાના પરિમાણ જેટલી મોટી છે એવું જો તમને કોઇ કહે તો એ વર્ણન શાસ્ત્રીય રીતે બરાબર નથી એવું તમે કહેશો નહિ કે? મોટી વસ્તુ જે છે તેમાં ગુરૂત્વ અથવા મોટાપણું એ ગુણ છે અને નાની વસ્તુમાં લઘુત્વ અથવા નાનાપણું એ ગુણ છે, તેથી એ વસ્તુઓ નાની કે મોટી હોય છે. તેમજ આઠ કરતાં દસ બેને લીધે અધિક છે એમ પણ હિંમતથી તમે કહેવાના નથી. આઠ કરતાં દસ પરિમાણથી વધારે છે એમ કહેવું તમને ઠીક લાગશે. તેમજ બે હાથ એક હાથ કરતાં અડધો અડધથી વધારે છે એવું ન કહેતાં પરિમાણથી અધિક છે એવું તમે કહેશો નહિ કે?

**સીબ્સ**—તમે કહો છો તે બરાબર છે.

**સૉ૦**—પણ એકમાં એક મેળવ્યાથી જેમ બે થાય છે, તેમજ એકના અડધ બે ભાગથી પણ બે થાય છે. પહેલા ઉદાહરણમાં સરવાળાના યોગથી એકના બે થાય છે અને બીજા ઉદાહરણમાં ભાગાકારના યોગથી એકના બે થાય છે, એવું કહેવાનું ધૈર્ય તમે

કરશો નહિજ. પ્રત્યેક વસ્તુમાં જે વિશિષ્ટ ધર્મ હોય છે તે ધર્મને લીધે તે વસ્તુને સદ્‌ભાવ (અસ્તિત્વ) પ્રાપ્ત થયેલો હોય છે. એકમાં જેમ એકત્વ હોય છે તેમ બેમાં દ્વિત્વ હોય છે, અને તેથી એક અને એક મળીને બે થાય છે. હવે સરવાળો કરવાથી થાય છે, ભાગાકાર કરવાથી થાય છે, કે બીજા એવાજ ઉપરચોટીયા કારણથી થાય છે, એ કોટિક્રમ તમારામાં મારા કરતાં વધારે ડાહ્યા હોય તેમનેજ કરવા દો. અમારા જેવા વિચિત્ર માણસે તો પોતાનું એકજ તત્વ મજબૂત પકડી રાખવું એ સારૂં છે. અને એ તત્ત્વ ઉપર જો કોઇ હલ્લો કરે તો તે કોટિક્રમ ઉપરથી કેવાં અનુમાનો નીકળે છે, તેમજ તે સર્વ અનુમાનો એકજ જાતનાં છે કે કેમ, એ વિષે વિચાર કર્યા સિવાય જવાબ આપવો નહિ, અને છેવટ ઉત્તર આપવાનો જો વખત આવે જ, તો સર્વમાં સબળ જે અનુમાનો દેખાય તેનો આશ્રય કરી એક ઉપરથી બીજું, બીજા ઉપરથી ત્રીજું અનુમાન સ્થાપતા જવું અને તદન બાધરહિત અને નિર્વિવાદ એવો કોઈ સિદ્ધાંત નિકળતાં સુધી એજ ક્રમ ચાલુ રાખવો. એ ક્રમ ચાલુ હોય ત્યાં સુધી વળી એક એ બાબતની હોંશીઆરી રાખવી જોઇએ, કે મનમાં ગોટાળો ઉત્પન્ન થવા દેવો નહિ. કેટલાક લોક વાદમાં સર્વ બાબતો વિષે આશંકા લે છે, અને પછી મનમાં ગુંચવણ ઉત્પન્ન થતાં કંઇજ નિર્ણય થતો નથી. એવી રીતે વાદ કરનારાના મનમાં સત્યનો નિર્ણય કરવો એવી ઇચ્છાજ હોતી નથી, તેથી પોતાની વિદ્વત્તાના જોર ઉપર દસ પાંચ વિષયોનો ગુંચવાડો એક ઠેકાણે કરીને તે સ્વતઃનું રંજન ફક્ત કરી લે છે. પરંતુ તત્ત્વજ્ઞાન વિષે ખરી લાલસા જો તમારામાં હોય, તો હું કહું છું તે પ્રમાણે તમારે ક્રમ રાખવો.

"આપ કહો છો તે તદ્દન ઉચિત છે" એમ **સિમિયસ** અને **સીબ્સ** બોલ્યા.

**એકિક્રેટિસ—ફીદો**, ખરૂં પૂછો તો **સિમિયસ** અને **સીબ્સે**

આપેલા ઉત્તર તદ્દન ખરા હતા એમ મને લાગે છે. કારણ **સૉક્રેટિસે** પોતાના સિદ્ધાંતનું એટલી સ્પષ્ટ રીતે પ્રતિપાદન કર્યું છે કે સામાન્ય વ્યવહારજ્ઞાનવાળા માણસની પણ ખાતરી થયા સિવાય રહે નહિ.

**ફીદો**—ત્યાં હાજર રહેલા અમને સૌને એમજ લાગ્યું.

**એકિ૰**—તમારા મોઢેથી આ વાદ સાંભળતાં અમને જો એમ લાગે છે, તો પ્રત્યક્ષ સાંભળનારાને તેમ લાગ્યું હોય, એમાં શું નવાઈ? ઠીક, પછી વિવાદ કેવો ચાલ્યો તે કહો.

**ફીદો**—પદાર્થોની જે જે નીતિ છે તે તે નીતિના ઘટક એવા કાંઈ ધર્મ હોય છે, અને એ ધર્મ જેમનામાં છે તે પદાર્થોને તે જાતિ વાચક નામ પડે છે. એ વાત સર્વેએ માન્ય કર્યા પછી **સૉક્રેટિસે** **સીમ્સને** પૂછ્યું:—તમે જે તત્વ હમણાં માન્ય કર્યું તે જો ખરૂં હોય તો એક બાબત સ્પષ્ટ છે. તે એ કે, **સિમિયસ** **સૉક્રેટિસ** કરતાં મોટો છે અને **ફીદો**થી નાનો છે એમ કહીએ એટલે **સિમિ-યસ**નામાં ગુરૂત્વ અને લઘુત્વ એ બંને ધર્મ એકીજ વખતે છે એમ ગર્ભિત છે જ.

**સીમ્સ**—હા.

**સૉ૦**—પણ **સિમિયસ** **સૉક્રેટિસ**થી મોટો છે એજ તમારૂં વિધાન સર્વસ્વી ખરૂં નથી. કારણ, **સિમિયસ**નામાં ગુરૂત્વ છે તેથી **સિમિયસ** **સૉક્રેટિસ**થી મોટો છે. પણ એ ગુરૂત્વ પણ સાપેક્ષ છે. **સૉક્રેટિસ**ની સાથે તુલના કરીએ તો **સિમિયસ** મોટો દેખાય છે. તેમજ **ફીદો** કરતાં **સિમિયસ** નાનો છે એમ જ્યારે આપણે કહીએ છીએ, ત્યારે આપણા મનમાંનો ભાવ એટલોજ કે, **સિમિયસ** સાથે તુલના કરીએ તો **ફીદો** મોટો છે અને **ફીદો** સાથે તુલના કરીએ તો **સિમિયસ** નાનો છે.

**સીમ્સ**—હા.

**સૉ૦**—ત્યારે પછી **સિમિયસ**નું શરીર **સૉક્રેટિસ** અને **ફીદો**

એ બંનેના શરીરના પ્રમાણથી મધ્યમ સ્થિતિનું છે, તેથી સિમિયસ મોટો પણ છે અને નાનો પણ છે. ગુરૂત્વનો ધર્મ થોડા અંશે તેનામા હોવાથી તે સૉક્રેટિસથી મોટો છે અને લઘુત્વ પણ અંશતઃ હોવાને લીધે તે નાનો પણ છે. આટલું બોલવું થયા પછી તે ગાલમાં ને ગાલમાં હસ્યો અને બોલ્યો, " મેં આ વાત ઘણીજ લંબાણ કરી. પણ જે તત્વ હું પ્રતિપાદન કરૂં છું તેના ખરાપણા વિષે તમારી ખાતરી કરી આપવા સારૂજ મેં આટલો વિસ્તાર કર્યો છે. ગુરૂત્વ નામનો જે ધર્મ છે તે એકજ કામે નાનો અને મોટો હોઈ શકે નહિ. એટલુંજ નહિ, પણ આપણા શરીરમાં ગુરૂત્વ નામે જે ધર્મ છે તેનેજ ઠેકાણે લઘુત્વનો ધર્મ આવી શકે નહિ, અને તે વિશિષ્ટ–ગુરૂત્વને મોટાપણું આવવાનો પણ સંભવ નથી. કારણ, તેમ થાય તો ગુરૂત્વનો શત્રુ જે લઘુત્વ, તે નજીક નજીક આવે ત્યારે ગુરૂત્વ નાસી જાય છે અને પોતાની જગા લઘુત્વને ખાલી કરી આપે છે કે સમૂળો નષ્ટ થાય છે; અને ગુરૂત્વે એક વખત જગા ખાલી કરી આપી એટલે લઘુત્વ તે જગાએ જઇને બેસે એટલે તે તેમજ રહે છે. ઉદાહરણાર્થ, હું એક વખત નાનો થયો એટલે નાનોજ રહેવાનો; કારણ, જે મોટા છે તે નાના થવાનો પ્રયત્ન કરતા નથી, અને જે નાના છે તે મોટાપણું મેળવવાનો પ્રયત્ન કરતા નથી. તાત્પર્ય કે એકમેકથી વિરૂદ્ધ હોનારા ધર્મ કદી એકત્ર રહી શકતા નથી. એક હોય તો બીજો ત્યાં રહેતો નથી, અને બીજો પ્રાપ્ત થયો તો પહેલાનો નાશ થવોજ જોઇએ."

આ બધું પ્રતિપાદન સાંભળી સીબ્સે પોતાનું ડોકું હલાવ્યું; પરંતુ ત્યાં બેઠેલા માણસો પૈકી એક જણે પ્રશ્ન કર્યો. તેનું નામ મને હમણાં યાદ આવતું નથી. તે બોલ્યો: " અહો, તમારા આ ભાષણથી મને ઘણો ચમત્કાર લાગે છે. પહેલાં તમે જે પ્રતિપાદન કર્યું તેની વિરૂદ્ધ હવે તમે બોલતા નથી કે? નાનાથી મોટાની અને મો-

ટાથી નાનાની ઉત્પત્તિ થાય છે એવું તમે પ્રથમ પ્રતિપાદન કર્યું, અને હવે તમે એમ કહો છો કે એ અસંભવનીય છે.”

**સૉક્રેટિસ** બોલ્યો: “અહો, મેં પૂર્વે શું કહ્યું તેની તમે યાદદાસ્ત આણી એ ઠીક થયું. પરંતુ પહેલાના અને પછીના ભાષણમાં જે ભેદ હતો તે તમારા ધ્યાનમાં આવ્યો નહિ. પ્રથમ મેં જે પ્રતિપાદન કર્યું તેમાં એટલુંજ વિધાન કર્યું કે, પ્રત્યેક ધર્મ પોતાનાથી વિરૂદ્ધ બીજા ધર્મમાંથી ઉત્પન્ન થાય છે; અને પછીના પ્રતિપાદનમાં એમ સિદ્ધ કર્યું કે, કોઈ પણ વિરૂદ્ધ ધર્મ પોતાનાથી વિરૂદ્ધ હોઈ શકતા નથી; પછી તે ધર્મ, મનુષ્યમાં હોય કે ગમે તેમાં હોય. જે ધર્મની સાથે ખરેખર વિરૂદ્ધ એવા ઇતર ધર્મ છે, અને તે ધર્મના વાચક જુદાં જુદાં નામો જેને આપી શકાય છે, તે વિષે પહેલા ઉપપાદનમાં વિવેચન કર્યું. પરંતુ હાલના ઉપપાદનમાં, જે ઉપરથી પદાર્થનું નામ પડે છે તે ધર્મ વિષે આપણે બોલીએ છીએ, અને એ ધર્મ સાથે તત્વદષ્ટિથી વિરૂદ્ધ હોનારા ધર્મ હોઈ શકતા નથી એમ મેં કહ્યુંજ છે.”

પછી **સીબ્સ**ના તરફ વળી **સૉક્રેટિસે** પૂછ્યું, “આ શંકા તમને થઈ નહિ કે?”

**સીબ્સ**:—હાલની મારા મનની સ્થિતિમાં મને કાંઇ સૂઝતું નથી.

**સૉ૦**—ત્યારે પછી વિરૂદ્ધ ધર્મ પોતાનાથી વિરૂદ્ધ હોઈ શકતો નથી એ વાત તમને માન્ય છે?

**સીબ્સ**:—હા.

**સૉ૦**—ઠીક, હું વળી એક વાત તમને પૂછું છું તે વિષે તમારૂં શું કહેવું છે તે કહો વારૂ. શૈત્ય અને ઉષ્ણ એ કાંઇ ધર્મ છે કે?

**સીબ્સ**:—એમાં શું સંશય?

**સૉ૦**—શું તે બરફ અને અગ્નિના જેવાજ છે કે?

**સી૦—નહિ, સૉક્રેટિસ, તે તેવા નથી.**

**સૉ૦**—ત્યારે પછી એ વાત તમને માન્ય છે કે, ઉષ્ણુતા અને દેવતા એ જુદાં છે, તેમજ શૈત્ય અને બરફ એ પણ એક નથી?

**સી૦**—એમાં શું સંશય?

**સૉ૦**—મને લાગે છે કે તમે હવે એ પણ કબૂલ કરશો કે, બરફ ઉપર ઉષ્ણુતાનો પ્રયોગ થાય એટલે તેની પહેલી સ્થિતિ નષ્ટ થાય છે; એટલે ઉષ્ણુતા નજીક નજીક આવવા લાગતાં બરફ ઓગળવા લાગે છે; અર્થાત્ સર્વસ્વી તેનો લય થવા માંડે છે. તેમજ શૈત્યનો પ્રયોગ થાય તો દેવતાની ઉષ્ણુતા કમી થવા માંડે છે, કે તે તદન હોલવાઈ જાય છે. કારણ, અગ્નિ અને શૈત્ય અગર ઠંડું એ એકત્ર રહી શકતાં નથી.

**સીબ્સ**—હા, તમે કહો છો તેજ ખરૂં છે.

**સૉ૦**—એવા પણ કાંઈ વિરૂદ્ધ ધર્મ છે કે તે ઉપરથી કોઈ પેટાવર્ગનું નામ પડે છે, એટલુંજ નહિ, પણ તે પેટાવર્ગ સિવાય બીજી વસ્તુને પણ તે નામ લાગુ પડે છે. એ વસ્તુઓ જ્યાં સુધી કાયમ હોય ત્યાં સુધી તેનો આકાર અને રૂપ પલટાતાં નથી. દાખલા તરીકે, આપણે જેને અંકગણિતમાં વિષમ પરિમાણ કહીએ છીએ, તેનું હમેશાં એકજ નામ હોવું જોઈએ, એમ તમને લાગતું નથી કે?

**સીબ્સ**—હા, ખચિત.

**સૉ૦**—પણ એ નામ તે એકજ વસ્તુને હોય છે કે? અથવા કોઈ વસ્તુ એનાથી ભિન્ન હોવા છતાં પણ તેને એજ નામ આપવું પડે છે? કારણ, તે વસ્તુનો ધર્મજ એવો હોય છે કે તેને વિષમમાંજ ગણવી પડે છે. જેમકે, 'ત્રણ' એ સંખ્યાને તેનું ખરૂં નામ હોવા છતાં તેને વિષમ પણ માનવી પડે છે. તથાપિ વિષમ એટલે ત્રણુજ એમ કહી શકાય નહિ. ત્રણ, પાંચ, ઇત્યાદિ સંખ્યાને એજ વાત લાગુ છે. તે પૈકી પ્રત્યેક સંખ્યા વિષમ હોવા છતાં તે વિષમથી

ભિન્ન છે. તેમજ બે, ચાર, આઠ ઇત્યાદિ સમ સંખ્યા છતાં તે પ્રત્યેક સમથી ભિન્ન છે. એ તમને કબૂલ છે ને ?

સી૦—એ કબૂલ કરવુંજ જોઈએ.

સૉ૦—હવે એ વાત ઉપરથી હું જે અનુમાન બાંધું છું તે તરફ લક્ષ આપો. વિરૂદ્ધ વસ્તુને ઠેકાણે જે કદી પણ લય પામતી નથી એવી વસ્તુજ કેવળ નથી, પણ એકમેકથી વિરૂદ્ધ ન હોવા છતાં જે વસ્તુને વિરૂદ્ધ કોટિ હોય છે એવી વસ્તુ સુદ્ધાં પોતાથી વિરૂદ્ધ રૂપ લેતી નથી; અને વિરૂદ્ધ રૂપ આગળ આવતાંજ તે લય પામે છે. દાખલા તરીકે, ત્રણ (૩) ની સંખ્યા લો. જ્યાં સુધી એ સંખ્યાને ત્રણનું સ્વરૂપ છે ત્યાં સુધી તે કદી સમ સંખ્યા થશે નહિ.

સીબ્સ—ખચિત નજ થાય.

સૉ૦—પણ ખરૂં જોઈએ તો એની સંખ્યા ત્રણની સંખ્યાથી વિરૂદ્ધ નથી.

સીબ્સ—એ પણ ખરૂં.

સૉ૦—ત્યારે એકમેક સાથે વિરૂદ્ધ હોનારી વસ્તુજ તદ્દન વિરૂદ્ધ રૂપ લેતી નથી એવું નથી; કારણ હમણાંજ આપણે જોયું કે પરસ્પર સાથે વિરૂદ્ધ નહિ એવી વસ્તુ પણ વિરોધની છાયા સરખી પોતાના ઉપર પડવા દેતી નથી.

સીબ્સ—હા, એ ખરૂં.

સૉ૦—તો હવે એ વસ્તુનાં લક્ષણ હું કહું ?

સી૦—કહો.

સૉ૦—વિરોધી ધર્મ એવા કેમ ન જોઈએ, કે તે જે વસ્તુમાં રહે છે તેને તે ધર્મને લીધે એવું કાંઈ સ્વરૂપ આવે છે કે, તેની વિરૂદ્ધ ધર્મનો તે વસ્તુમાં પ્રવેશજ ન થાય ?

સી૦—શું કહો છો ?

સૉ૦—હમણાં જેમ તમને કહ્યું તેમજ કહું છું. ત્રણ (૩) એ સંખ્યા કિંવા તેનું સ્વરૂપ જે વસ્તુમાં છે તે સંખ્યા કે તે વસ્તુ ત્રણજ રહેવી જોઈએ, એટલું જ નહિ, પણ તે અવશ્ય વિષમ રહેતી જોઈએ.

સી૦—એમાં કોને શંકા થશે ?

સૉ૦—અને તેથીજ ત્રણપણું એ જે ઘટકધર્મ છે તેની વિરૂદ્ધ-ધર્મ ત્યાં આવી શકે નહિ.

સી૦—એ સ્પષ્ટ છે.

સૉ૦—ત્રણપણું એ વિષમ છે કે નહિ ?

સી૦—છેજ.

સૉ૦—સમતા એ વિષમતાનો વિરૂદ્ધધર્મ ખરો કે નહિ ?

સી૦—ખરોજ.

સૉ૦—તો સમનો ધર્મ વિષમમાં રહી શકતો નથી એ પણ ખરૂંજ ને ?

સી૦—ખચિત.

સૉ૦—આમ છે તો ત્રણ સંખ્યા કદી પણ સમ થાય નહિ.

સી૦—ખચિત.

સૉ૦—અને એનું કારણ એટલુંજ કે ત્રણ સંખ્યા વિષમ છે.

સી૦—હા.

સૉ૦—અને એજ સિદ્ધ કરી બતાવવાનો મારો પ્રયત્ન હતો. કેટલીક વસ્તુઓ એવી છે કે, તે પરસ્પર વિરોધી ન છતાં પણ એકને ઠેકાણે બીજી આવી શકતી નથી. જેમકે, ત્રણ (૩) એ સંખ્યા સમ-સંખ્યાની વિરૂદ્ધ નથી, તથાપિ તે સ્વતઃ સમ થઈ શકતી નથી. કારણ, દેવતાનું નામ સાંભળતાંની સાથે ટાઢની કલ્પના જેમ મનમાં આવે છે, તેમજ 'બે' એ શબ્દ કાને પડતાંજ તેની વિરૂદ્ધ જે વિષમ સંખ્યા તેની કલ્પના મનમાં આવે છે. અને જો આમ છે, તો કોઈ

પણ ધર્મ પોતાથી વિરૂદ્ધધર્મનો પોતામાં પ્રવેશ થવા દેતો નથી, એટલુંજ નહિ, પણ વિરૂદ્ધધર્મનું સાદશ્ય જેમાં હોય તે ધર્મને પણ નજીક આવવા દેતો નથી એમ કહી શકાશે.

**સીબ્સ**—તમે હમણાં જે બોલ્યા તે ફરીથી કહેશો? કારણ, એ વાત વારંવાર સાંભળવાથી ફાયદોજ થવાનો છે.

**સૉ૦**—હું એમ કહું છું કે પાંચ (૫) એ સંખ્યા કદી પણ સમ થશે નહિ, અને તેની બમણી જે દસ (૧૦) એ સંખ્યા કદી વિષમ થશે નહિ. તેમજ ત્રણચતુર્થાંશ કિંવા એકતૃતીયાંશ કિંવા કોઈ પણ અંશને પૂર્ણાકનું રૂપ આવશે નહિ. એ વાત તમારા ધ્યાનમાં આવી ને? મારૂં કહેવું તમે સમજ્યા ને? અને તે તમને કબૂલ છે ને?

**સી૦**—તમારૂં કહેવું હવે હું પૂર્ણપણે સમજ્યો, અને તે મને કબૂલ પણ છે.

**સૉ૦**—જો તે તમને સમજાયું છે અને કબૂલ પણ છે તો હું જેમ તમારા પ્રશ્નોના ઉત્તરો આપું છું, તેમ તમારે મારા પ્રશ્નના ઉત્તર આપવા જોઈએ. મારૂં કહેવું તમને સ્પષ્ટ રીતે સમજાય તે માટે વધારે વિગતથી કહું છું. જવાબ આપવાની બે રીતો છે. એક છેક સરળ છે તે મેં તમને કહેલીજ છે. બીજી થોડી અઘરી છે. તે એ પહેલી રીતને મળતીજ છે અને તેના જેટલીજ સમાધાનકારક છે. ઉદાહરણાર્થ, તમે જો મને પૂછો કે "કેમ ભાઈ, શરીર ગરમ શાથી થાય છે?" તો 'ગરમીને લીધે શરીર ગરમ થાય છે' એવો સરળ ને સહેલો જવાબ ન આપતાં હું આટલા વખત સુધી કહેતો આવ્યો તે રીતે 'અગ્નિને લીધે શરીરમાં તલખી થાય છે,' એવું હું કહીશ. મનુષ્ય શાથી આજારી થાય છે એમ કોઈ પૂછે તો, રોગ થવાથી આજારી થાય છે, એમ ન કહેતાં તે તાવથી આજારી થાય છે એમ કહીશ. શાથી સંખ્યા વિષમ થાય છે એમ પૂછે તો, તેનામાં વિષમપણું એ તેનો ધર્મ હોય છે એમ ન કહેતાં તેમાં એક અથવા સંખ્યાનો

ધર્મ હોય છે એમ કહીશ, એ હવે તમને સમજાયુંજ હશે. તો એવાજ પ્રકારથી મારા પ્રશ્નોના ઉત્તર આપો.

સીબ્સ—તમારૂં કહેવું મને પૂર્ણપણે સમજાયું.

સૉ૦—ત્યારે શરીર જીવતું શાથી રહે છે એ કહો જોઈએ ?

સીબ્સ—તેમાં આત્મા હોય છે તેથી.

સૉ૦—એ આત્મા સર્વકાળ સરખોજ હોય છે કે ?

સી૦—તેને વિકાર શાનો થાય ?

સૉ૦—ત્યારે પછી જે જે શરીરમાં તે આત્મા પ્રવેશે છે તે તે શરીરો જીવતાં થાય છે ?

સીબ્સ—ખચિત.

સૉ૦—જીવને વિરોધી કાંઈ છે કે નહિ ?

સીબ્સ—હા. મરણ એ જીવનનું વિરૂદ્ધ તત્વ છે.

સૉ૦—ત્યારે પછી જીવ જેનામાં હોય, તે આત્મા મરણને પોતામાં પ્રવેશ કરવા દેશે નહિ. એ અનુમાન આટલો વખત આપણે ઠરાવેલા પ્રમાણ ઉપરથી સ્પષ્ટ નીકળે છે કે નહિ ?

સીબ્સ—નીકળે છેજ.

સૉ૦—સમતાનું સ્વરૂપ કિંવા તેના આકારને પોતાનામાં પ્રવેશ કરવા દે નહિ એવું કાંઈ છે કે ?

સીબ્સ—વિષમ સંખ્યા એવા પ્રકારની છે.

સૉ૦—ન્યાય અને સારાપણાને પોતાનામાં પ્રવેશ કરવા દે નહિ એવી બાબતો કઈ?

સીબ્સ—એકને આપણે અન્યાય કહીએ છીએ અને બીજીને ખરાબપણું કહીએ છીએ.

સૉ૦—અને જેમાં મૃત્યુ પ્રવેશ કરી શકતું નથી તેને આપણે શું કહીએ છીએ ?

સીબ્સ—અમર કહીએ છીએ.

**સૉ૦**—મૃત્યુ આત્મામાં પ્રવેશ કરે છે કે?

**સીબ્સ**—નહિ.

**સૉ૦**—ત્યારે આત્મા અમર છે?

**સી૦**—હા, ખચિત.

**સૉ૦**—એ પૂર્ણપણે સિદ્ધ થયું કે આપણી ઉપપત્તિમાં દોષ છે?

**સીબ્સ**—નહિ; તદ્દન સિદ્ધ થયું.

**સૉ૦**—વિષમ સંખ્યાનું સ્વરૂપજ જો જાતે અવિનાશી હોય તો ત્રણ (૩) એ સંખ્યા પણ અવિનાશી થશે કે નહિ?

**સીબ્સઃ**—એમાં સંશય શું?

**સૉ૦**—જે જે પદાર્થોમાં ઉષ્ણતા નથી તે તે પદાર્થ અવિનાશી છે એમ આપણે માનીએ, તો દેવતા પાસે આવતાંની સાથે બરફ પોતાના બચાવ માટે તે સંકટમાંથી દૂર નાસશે નહિ કે? કારણ (ઉષ્ણતા ન હોવાને લીધે) તે અવિનાશી છે, તેથી તેને દેવતા પાસે મૂકીએ તો તેના વિરૂદ્ધધર્મને એટલે ઉષ્ણતાને પોતાનામાં પ્રવેશ કરવા દેશે નહિ.

**સીબ્સ**—તમે કહો છો એ વાત ખરી છે.

**સૉ૦**—તેમજ જે પદાર્થમાં શીતનો પ્રવેશ થઈ શકતો નથી એવા પદાર્થ જો જાતેજ અવિનાશી હોય,–ઉદાહરણાર્થ દેવતા લો,–એવા પદાર્થો ઉપર નદીઓને નદીઓ લાવીને ઢોળીએ તોપણ તે હોલવાશે નહિ, પણ ઉલટું તે પોતાનું તેજ અધિક પ્રગટ કરશે.

**સીબ્સઃ**—એમ થવુંજ જોઈએ.

**સૉ૦**—ત્યારે પછી જે અમર છે તેની સ્થિતિ પણ એવીજ હોવી જોઈએ. જે અમર છે તે જો અવિનાશી હોય તો પછી મરણ આત્માની છેક નજદીક આવી પહોંચે તોપણ તે ડગમગે નહિ; કારણ ત્રણ કિંવા કોઈ પણ વિષમ સંખ્યા જેમ કદી પણ સમ થઈ શકતી નથી, અથવા અગ્નિ કદી બરફ થતો નથી, કે બરફ કદી અગ્નિ થતો

ધથી, તેમજ મરણુ કદી પણુ આત્મામાં પ્રવેશ કરી શકતું નથી, અને આત્મા કદી મરતો પણુ નથી.

એ ઉપર કોઈ એવી શંકા લેશે કે, વિષમસંખ્યામાં સમસંખ્યા મેળવવાથી જો કે તે પોતાની વિષમતા છોડશે નહીં એ ખરૂં હોય, તોપણુ વિષમસંખ્યા નાશ થઈ હોય તો તેની જગા સમસંખ્યા કેમ ન લે ? એ ઉપર તમે એમ કહેશો કે, વિષમસંખ્યા જાતેજ અવિનાશી હોવાને લીધે તે નાશ પામતી નથી. એ ઉત્તર સમાધાનકારક નથી. આપણે વિષમસંખ્યાનું અવિનાશિત્વ જો પ્રથમ સિદ્ધ કર્યું હોત, તો સમસંખ્યાનો આઘાત થવા છતાં પણુ વિષમસંખ્યાને કાંઈ પણુ હાનિ પહોંચે નહીં એ આપણું કહેવું બરોબર થયું હોત. અને તેજ વાત બરફ અને અગ્નિ વગેરે પદાર્થોને પણુ લાગુ પડી હોત.

**સીબ્સ:**—બેશક.

**સૅા૦**—અને તેથીજ પ્રત્યેક અમર વસ્તુ અવિનાશી છે એવું આપણે ઠરાવવું જોઈએ. અને એ કબૂલ થયું એટલે આત્મા માત્ર અમરજ નથી, પણ અવિનાશી પણ છે, એ અનુમાન સહેજે નીકળે. તેથી પહેલાંથી અમર વસ્તુ અવિનાશી છે એ જો કબૂલ ન હોય તો તે સિદ્ધ કરવાને આપણે કોઇક જુદો માર્ગ કાઢવો જોઈએ.

**સીબ્સ:**—તેમ કરવાનું કાંઈ પ્રયોજન નથી; કારણુ, અમર અને નિત્ય વસ્તુ જો નાશ પામનારી હોય તો નાશ અને મૃત્યુ ન પામનારી બીજી કઈ વસ્તુ હોય ?

**સૅા૦**—ઈશ્વર, પ્રાણુ અને જે જે કાંઈ અમર છે તે તે અવિનાશી છે, એ કોઈ પણુ કબૂલ કરશે.

**સીબ્સ:**—એ વાત કબૂલ છે એમ સર્વ મ્હોઢેથી પણુ કહેશે તો ખરા.

**સૅા૦**—એ અનુમાન અત્યંત અવશ્ય અને અપરિહાર્ય છે; અને તેથીજ જ્યારે કોઈ મનુષ્ય મરે છે ત્યારે તેના જીવિતનો વિકારી અને

વિનાશી અંશ હોય છે તે મરણ પામે છે. પરંતુ જે અમર અંશ છે, તેને કાંઈ પણ ન થતાં તે શરીરમાંથી નિકળી જાય છે અને તે મરણને જીતે છે.

**સીબ્સઃ**—એ તદ્દન સ્પષ્ટ છે.

**સૉ૦**—અમર અને અવિનાશી એવું જો કાંઈ હોય, તો તે આત્મા હોવો જોઈએ; અને તેથીજ મરણ પછી આપણા આત્માને કાંઈક સ્થિતિ છે.

**સી૦**—એ વાત મને કબૂલ છે. પણ **સિ**મિયસને અથવા અહીં જે મંડળી છે તે પૈકી કોઇને કાંઈ શંકા હોય તો તે તેમણે પૂછવી એ સારૂં. કારણ, એવા મહત્વના વિષય ઉપર વાદ કરવાની કિંવા શંકાનું સમાધાન કરી લેવાની સંધિ ફરીથી કયારે મળવાની છે?

**સિ**મિયસઃ—મારા વિષે પૂછો તો **સૉક્રે**ટિસે આટલો વખત જે કહ્યું તે મને કબૂલ છે. પણ વિષય ઘણો ગહન હોવાને લીધે અને મનુષ્યજાતિની બુદ્ધિ દુર્બળ હોવાને લીધે મારૂં મન થોડું સાશંક હતું.

**સૉ૦**—તું ઘણી ઉત્તમ વાત બોલ્યો, એટલુંજ નહીં, પણ આપણે જે કલ્પના પહેલાંથી ગૃહિત કરી તે ગમે તેટલી ખરી હોય, તોપણ તે વિષે ધીરજથી વિચાર કરીને આપણા મનમાં કાંઈ શંકા રહે નહિ, અને આપણી પૂર્ણ ખાત્રી થાય તે માટે એ બધી વિચારસરણી ફરીથી પહેલેથી મનમાં લાવવાની ખરી જરૂર છે. એ વિચારસરણી જો બરોબર સમજાઈ હોય, તો તમે મારા મતને અનુમોદન આપશો, અને એક વખત તમારી ખાત્રી થઈ એટલે પછી તમને બીજા પુરાવાની જરૂર લાગશે નહીં.

**સીબ્સઃ**—તમારૂં કહેવું વાજબી છે.

**સૉ૦**—વળી એક વાત છે તે પણ વિચાર કરવા જેવી છે. તે એ કે, આત્મા જો અમર છે તો તેનો પ્રબોધ અને તેની ઉન્નતિ કરવી આવશ્યક છે. એ પ્રબોધ અને એ ઉન્નતિ આપણા હાલના

જન્મ પુરતીજ નહિ, પણ આત્માની જે શાશ્વતિક સ્થિતિ છે તેને માટે કરવી જોઇએ. કારણ, એ વિષે જો તમે પૂર્ણ વિચાર કરશો, તો આત્મા વિષે અનાસ્થા કરવી અત્યન્ત ઘાતક છે એવું તુરતજ નજરે આવશે. આપણે જેને મનુષ્યજીવિત કહીએ છીએ તેના મરણના યોગથી સર્વસ્વી લય થતો હોત, તો દુષ્ટ મનુષ્યોનું તેમાં સારૂંજ થયું હોત; કારણ, મરણને લીધે દેહ, આત્મા અને દુર્વ્યસનો એ ત્રણેના પાશમાંથી તે એકદમ છુટયા હોત. પણ આત્મા અમર હોવાના કારણથી એ પાશમાંથી છુટીને મોક્ષ મેળવવા માટે જ્ઞાનનો અને સદાચરણનોજ એક માર્ગ છે. કારણ, મરણ પછી આત્માની સાથે તેનાં સત્કર્મો અને દુષ્કર્મો તેમજ સદ્‌ગુણ અને દુર્ગુણ એજ જાય છે અને પરલોકમાં પ્રવેશ કરે તે વખતથીજ તે આત્માની સદ્‌ગતિ અથવા દુર્ગતિનું કારણ તેજ થાય છે. પ્રત્યેક મનુષ્યના સમાગમમાં એક દેવતા હોય છે અને તે તેનો માર્ગદર્શક હોય છે. મરણ પછી પણ દેવતા તેને એક સ્થળે લઈ જાય છે, જ્યાં આલોકમાં મરણ પામેલાં સર્વ મનુષ્યોને જવું પડે છે. ત્યાં તેમનો ન્યાય થાય છે, અને ત્યાંથી એક દૂત તેમને અધોલોકમાં લઈ જાય છે અને તેમના પાપ પુણ્ય પ્રમાણે તે લોકમાં ઓછા વધતા પ્રમાણથી વખત ગુજાર્યા પછી બીજો એક દૂત કેટલાએક યુગ પૂરા થયા પછી તેને ફરીથી આલોકમાં જન્મ ધારણ કરાવે છે. હવે એ જે માર્ગ છે તે સરળ અને સ્પષ્ટ નથી. તેમ હોત તો ભોમીઆની જરૂર પડત નહિ, અને કોઈ રસ્તો ભૂલ્યા પણ ન હોત. પરંતુ એ મોટા માર્ગમાંથી આડાઅવળા નાના નાના રસ્તા ફુટે છે, તે રસ્તાને લીધે ભૂલા ન પડે તેથી યજ્ઞોની અને નાના પ્રકારની ધાર્મિક વિધિની યોજના કરેલી છે, એવો મારો તર્ક છે. એ સર્વ યોજનાનું પરિણામ એવું છે કે, નિયમિત આચરણ કરનારો અને પ્રબુદ્ધ આત્મા પોતાનો માર્ગદર્શક દેવતા કહે તે માર્ગે જાય છે; પરંતુ જે આત્મા શરીર ઉપર આસક્તિ રાખે છે, તેનેજ પંપાળે છે, અને તેનો દાસ થાય

છે, તેને આલોકમાં પુષ્કળ યાતના ભોગવ્યા પછી તે દેવતા જબરાઈથી ખેંચીને લઈ જાય છે, અને સર્વ આત્મા જે ઠેકાણે મરણ પછી ભેગા થાય છે તે ઠેકાણે તે આવી પહોંચે એટલે તેણે આલોકમાં વ્યભિચાર, ખૂન, ચોરી વગેરે મોટાં પાપ કરેલાં હોય તો ત્યાં ભેગા થએલા બીજા આત્મા તેનો તિરસ્કાર કરીને તેને પાસે પણ આવવા દેતા નથી. પછી તે આત્માને કોઈ સોબતી કિંવા દૂત મળતો નથી, અને તેથી તે નિર્જન અને ભયંકર અરણ્યમાં ભટકતો રહે છે. એ પ્રમાણે કેટલોક વખત વિત્યા પછી તેના પાપના પ્રમાણથી તેને પોતાનાં દુષ્કર્મો અધોલોકમાં લઈ જાય છે. પરંતુ જે આત્મા આલોકમાં શુચિર્ભૂત અને સદાચારસંપન્ન હોય છે, તેમના ભોમીઆ તરીકેનું કામ દેવ પોતેજ કરે છે, અને તે દેવ તેમને અખંડ સુખના લોકમાં લઈ જાય છે.

મેં હમણાં કહી એ પ્રમાણેજ આબેહુબ સર્વ સ્થિતિ છે, એવી ખાતરી કોઈ પણ સમજુ મનુષ્ય કરી શકશે નહિ; તથાપિ આત્માની સ્થિતિ અને મરણ પછી તેની વસ્તીનું સ્થાન એ મેં હમણાં કહ્યા પ્રમાણેજ બહુધા હોવાં જોઇએ. પણ આત્મા અમર છે, એ આપણે કબૂલ કરવું જોઈએ. આત્મા અમર છે એ જો ખરૂં હોય તો એવા શાશ્વત સુખની પ્રાપ્તિ કરી લેવા માટે બને તેટલો પ્રયત્ન કરવો એ તદ્દન યોગ્ય છે. એવી તરેહના ભાવી સુખની આશા હોવી તે કરતાં બીજું સ્પૃહણીય શું છે? અને એટલા માટેજ મેં આ વિષયનું આટલા વિસ્તારથી પ્રતિપાદન કર્યું છે.

ઇન્દ્રિયજન્ય સુખનો જેણે ત્યાગ કર્યો હોય અને શરીરના ધર્મ એ તદ્દન બાહ્ય ઉપાધિ છે, એવી પાકી સમજુત કરી લઈ સત્ય જ્ઞાનથી થનારા સુખનોજ લાભ જેણે કરી લીધો હોય, અને ન્યાય, શાંતિ, વૈરાગ્ય તથા સત્ય ઇત્યાદિ જે આત્માનાં ખરાં ભૂષણ છે એ વડે જેણે પોતાના આત્માને શોભાવ્યો હોય, એવા મનુષ્યને પોતાના આત્માના ભાવિ સુખ વિષે પૂર્ણ ખાતરી થઈ આલોકનો ત્યાગ કરવાના સમયની તે વાટ જોતો રહેશે.

સિમિયસ અને અન્ય મિત્રો ! જો કે મારો વખત આવી પહોંચ્યો છે; પરંતુ તમારો વખત આવી પહોંચે એટલે તમારે પણ એજ માર્ગે આવવું જોઈશે. મારો સમય નજીક આવી પહોંચ્યો તેથી હું હવે સ્નાન કરી લઉં છું. કારણ સ્નાન કર્યા પછી વિષનો પ્યાલો લેવો એ મને ઠીક લાગે છે. એટલે મૃત્યુ પામ્યા પછી મારા પ્રેતને સ્નાન કરાવવાની તકલીફ પડે નહિ.

સૉક્રેટિસનું આ પ્રમાણે ભાષણ થયા પછી ક્રિટોએ તેને કહ્યું, "ઠીક ત્યારે, તેમજ કરો. પણ તમારાં છોકરાં છૈયાં, તમારી રકમભાવ વિષે મને કે તમારા અન્ય મિત્રને કાંઈ કહેવાનું છે કે ? એ સંબંધમાં તમારી કાંઈ આજ્ઞા હોય તો તે કબૂલ કરવાથી અમારા મનનું સમાધાન થશે."

સૉક્રેટિસઃ—ક્રિટો ! આજ સુધી હું તમને જે કહેતો આવ્યો છું તેજ મારૂં હમણાં પણ કહેવાનું છે. તે એજ કે, તમે પોતાના આત્માની કાળજી રાખો એટલે બસ છે. તમે એ પ્રમાણે વર્તવાનું આ પ્રસંગે મને વચન આપશો, તો તેમાંજ તમારૂં ઉત્તમ કલ્યાણ થવાનું છે, અને મારા પોતાપર અને મારા કુટુંબ ઉપર તમે અત્યંત ઉપકાર કર્યા સરખું થશે. એથી ઉલટું એટલે તમે પોતાની જાત વિષે જો બેદરકારી કરશો અને નમુના દાખલ જે હમણાં તમને વર્તનક્રમ મેં આંકી આપ્યો તેવો વર્તનક્રમ તંતોતંત નહિ રાખો, તો મારા ઉપયોગી પડવા વિષેના તમારા સોગન સર્વ વ્યર્થ છે, અને તેની મને બિલકુલ કિંમત નથી.

ક્રિટોઃ—તમારી આજ્ઞા પાળવા અમે બનશે તેટલો પ્રયત્ન કરીશું. પરંતુ આપની છેવટની ક્રિયા કયા પ્રકારે કરવાની આપની ઇચ્છા છે ?

"હું તમારા હાથમાં આવુંજ તો તમને યોગ્ય લાગે તેવી વ્યવસ્થા કરજો." એવું કહી ગાલમાં ને ગાલમાં સૉક્રેટિસ થોડું હસ્યો અને બોલ્યોઃ—"હમણાં જે તમારી સાથે વાતચીત કરે છે અને જે

પોતાનો કોટિક્રમ પદ્ધતિસર તમારી આગળ માંડે છે, તેજ ખરો સૉક્રેટિસ છે, અને એમ હોવાથી તેજ સૉક્રેટિસ હવે થોડા વખતમાં મૃત્યુ પામશે એવી ક્રિટોની સમજ છે: અને એ સમજ મનમાંથી કાઢી નાખવાનો મારો હેતુ સિદ્ધિએ જતો નથી. હું અને મારૂં મૃત શરીર એ બંને એકજ છે એવું તે સમજે છે, અને તેથી મારી છેવટની ક્રિયા કેમ કરવી એવો તે પ્રશ્ન કરે છે. મેં આટલા વખત સુધી આટલું લંબાણથી જે નિરૂપણ કર્યું તેનો હેતુ એટલોજ હતો કે, વિષ પીધા પછી હું તમને સર્વને છોડીને જઇશ, અને આ લોકની યાત્રા પૂરી કરી અત્યંત સુખના ધામમાં જઇશ. અર્થાત્ તમારા અને મારા પોતાના સમાધાન માટે આટલો વખત જે વાતચીત કરી તે પાડા ઉપર પાણી રેડવા પ્રમાણે નિરૂપયોગી થઈ, અને ક્રિટોના મનનું કંઈ સમાધાન થયું નહિ. તમને સર્વને મારી એક વિનતિ છે. તે એ કે, તમે ક્રિટો આગળ મારા વિષેની જામીનગીરી કબૂલ કરો. પરંતુ ક્રિટોએ મારી જામીનગીરી કબૂલ કરી તેવી તમે મારી કબૂલ કરશો નહિ. હું નાસી નહિ જાઉં તે માટે ક્રિટો જામીન થયો હતો, પણ હું મૃત્યુ પામતાં નષ્ટ થઇશ એવી જામીનગીરી તમે કબૂલ કરો, એટલે મારા મરણનું દુઃખ સહન કરવાનું તેને ધૈર્ય આવે, અને મારૂં પ્રેત ચિત્તા ઉપર મૂકાય, કે ભોંયમાં દટાય, તો મને દુઃખ થશે એવું તેને લાગે નહિ, અને સૉક્રેટિસને દહન કર્યો અથવા દાટયો એવું તે કહે નહિ." પછી ક્રિટો તરફ વળી અને તે બોલ્યો, "ક્રિટો! મરણ વિષે બોલતાં ભ્રાન્તિમૂલક શબ્દ વાપરવો એ સાહિત્યશાસ્ત્રની દૃષ્ટિથી ભૂલભરેલું છે. એટલુંજ નહિ, પણ તેથી મરનારના આત્માને દુઃખ થાય છે. તમારે એના કરતાં અધિક ધૈર્ય અને અધિક ઉમેદ રાખવી જોઈએ, અને મારૂં મૃત શરીર દાટવાનું કહેવું જોઈએ. મારા મૃત શરીરને તમારી મરજીમાં આવે તે પ્રમાણે અને આપણા દેશના રિવાજ પ્રમાણે દાટજો."

એટલું બોલી તે પાસેની ઓરડીમાં સ્નાન કરવા ગયો. ક્રિટો તેની પાછળ પાછળ ગયો અને અમને પણ સાથે આવવાને તેણે કહ્યું. તે પ્રમાણે અમે પણ ગયા અને તેણે જે પ્રતિપાદન કર્યું હતું તે વિષે ચર્ચા કરતા અને ભાવિ વિયોગ વિષે દુઃખ કરીને વખત કાઢ્યો. કારણ, અમે સૌ તેને પિતા પ્રમાણે માનતા હતા. અને તેની પાછળ અમને બધાને માબાપ વગરનાં છોકરાંની માફક દિવસો ગુજારવા પડશે એમ અમને લાગ્યું.

તે સ્નાન કરીને આવ્યા પછી તેના કુટુંબનાં સ્ત્રી છોકરાં તેને મળવા સારૂ આવ્યાં. તે કેટલોક વખત તેમની સાથે બોલ્યો, અને તેમને જે કાંઈ કહેવાનું હતું તે કહી તેમને તેણે રજા આપીને તે અમારામાં આવીને બેઠો.

પાછા આવ્યા પછી વધારે ન બોલતાં તે પોતાની પથારી ઉપર બેઠો. એટલામાં તુરંગ ઉપરનો અમલદાર ત્યાં આવ્યો અને સૉક્રેટિસની પાસે જઈ તેને કહ્યું, "સૉક્રેટિસ! બીજા લોકો ઉપર તમારા જેવો પ્રસંગ આવે ત્યારે તે જેમ મને ગાળો ને શાપ આપે છે, તેમ તમે કરતા નથી. અને અહીં આવ્યા તે દિવસના અનુભવ ઉપરથી મારી એવી ખાત્રી થઈ છે કે, આજસુધી જેટલા માણસો આ તુરંગમાં આવી ગયા તે સર્વમાં તમે અત્યંત શાંત અને ધૈર્યથી વર્ત્યા છો; અને મને એવો ભરોસો છે કે, તમે આ પ્રસંગે પણ મારા ઉપર ગુસ્સે થશો નહિ. જેમણે તમારા ઉપર આ પ્રસંગ આણ્યો તેમના સિવાય બીજા કોઈ ઉપર પણ તમે ગુસ્સે થશો નહિ, એવી મારી ખાત્રી છે. આ વખતે હું તમને શું કહેવા આવ્યો છું તે તમે જાણ્યું જ હશે. ઠીક. આ મારી છેવટની સલામ લો અને આ પ્રસંગ ધૈર્યથી સહન કરવાનો પ્રયત્ન કરો." એટલું બોલી તે રડવા લાગ્યો અને પાછો વળી થોડે દૂર જઈને ઉભો રહ્યો. તેના તરફ જોઈને સૉક્રેટિસે તેને કહ્યું, "મારા મિત્ર, મારી પણ તું સલામ લે. તેં જે ઉપ-

દેશ કર્યો તે પ્રમાણે હું વર્તીશ." પછી તેણે અમને કહ્યું, "આ માણસ કેટલો ઇમાની છે જુવો! હું અહીં આવ્યો ત્યારથી તે ઘણી વખત મને મળવા આવ્યો હતો અને મારી ને તેની ઘણી વખત વાતચીત થઈ છે. અહીં જે બીજા લોકો છે તે સર્વમાં એ અધિક યોગ્ય છે. મારે માટે તેને ખરેખર કેટલું રડવું આવે છે, તે જુઓ! ક્રિટો, તેનું કહેવું મારે અંતઃકરણથી સાંભળવું એ યોગ્ય છે, વિષનો પ્યાલો તૈયાર થયો હોય તો તે અહીં લાવવા તેને કહો. તૈયાર ન હોય તો તેનેજ તૈયાર કરવાને કહો."

**ક્રિટો**—પણ, **સૉક્રટિસ**, મને એમ લાગે છે કે, હજી ડુંગર ઉપર તડકો છે અને સૂર્યાસ્તને વાર છે. વિષ પીવાનો હુકમ થયા પછી પણ ઘણો વખત બીજા લોક ગુમાવે છે, યથેચ્છ જમે છે અને મનમાં આવે તેવી મજા કરે છે. ત્યારે તમેજ આટલી ઉતાવળ કેમ કરો છો? હજી ઘણી વાર છે.

**સૉ૦**—તમે કહો છો તે પ્રમાણે જે કરતા હશે તેમને તેવાંજ કાંઇ કારણો હશે. મરણ જેટલું લંબાય તેટલો વધારે વખત મળ્યો એવીજ તેમની સમજ હશે. પણ મને તેમ ન કરવાનાં કારણો છે. વિષ પીવાને વાર કરવાથી મારી વર્તણુક મને પોતાનેજ ઉપહાસાસ્પદ લાગે છે. મારૂં આયુષ્ય હવે પૂરૂં થયેલું છે તેથી છેક અંતકાળના સમયે જીવવાની માત્ર આસક્તિ બતાવવા જેવું થાય, તેથી ક્રિટો, કૃપા કરીને મારો સંદેશો તેને કહે.

એટલું થયા પછી જે ગુલામ પાસે ઉભો હતો તેને ક્રિટોએ ઇસારો કર્યો કે તરતજ તે બહાર ગયો અને વિષનો પ્યાલો તૈયાર કરીને લઈ આવ્યો. વિષ આપવાને જે અધિકારી નિમાયો હતો તે પણ તેની સાથે આવ્યો. તેને આવેલો જોઈ **સૉક્રેટિસે** તેને કહ્યું, "મિત્ર, શાબાસ, હવે મારે શું કરવાનું તે મને કહે વારૂ! કારણ એ બાબત તનેજ સારી રીતે જાણીતી છે, અને તે સમજાવીને કહે·

વાનું તારૂં કામજ છે." તે અધિકારી બોલ્યો, "વિષ પીધા પછી પગ અકડાયલા જેવા લાગે ત્યાં સુધી તમારે અહીં તહીં ફરવું અને પછી બિછાનાપર પડી રહેવું. એથી અધિક કાંઈ કરવાનું નથી." એમ કહી તેણે સૉક્રેટિસના હાથમાં તે વિષનો પ્યાલો આપ્યો. સૉક્રેટિસે મોં વાંકુંચુંકું ન કરતાં અને કોઈ પણ પ્રકારનો ઉદ્વેગ ન બતાવતાં આનંદથી તે પ્યાલો હાથમાં લીધો અને તેની હમેશની રીત પ્રમાણે તે અધિકારી તરફ ઘણીજ સ્થિર અને નિર્ભય દૃષ્ટિથી જોઈને પૂછ્યું, "આ વિષમાંનો થોડો ભાગ દેવને નૈવેદ્ય દાખલ અર્પણ કરૂં તો ચાલશે કે?" તે અધિકારી બોલ્યો, "એક વખતે એક મનુષ્યને પૂરતું થાય એટલું જ મિશ્રણ અમે તૈયાર કરીએ છીએ."

**સૉ૦**—"સમજ્યો. પણ મારી આ પરલોકની સફર સુખથી અને નિર્વિઘ્ને પાર પડે તેથી દેવની પ્રાર્થના કરવાને તો હરકત નથીને? એ હું તેમની પાસે મનઃપૂર્વક માગું છું." એમ કહી અત્યંત શાન્તતાથી લેશમાત્ર નહિ ડગમગતાં તેણે તે વિષ પીધું.

આટલા વખત સુધી અમે કેમે કરીને રડવું રોકી રાખ્યું, પણ સૉક્રેટિસને વિષ પીતાં જોતાં બરોબર અમારૂં સર્વ ધૈર્ય ઉડી ગયું. મેં પરાકાષ્ઠા બની તેટલી પુષ્કળ કરી, પણ કાંઇ ઉપયોગ થયો નહિ. છેવટ લુગડા નીચે મોં ઢાંકી મારૂં દુઃખ હલકું કરી લેવાની મને જરૂર પડી. કારણ, સૉક્રેટિસને મરણનું સંકટ નહોતું, પણ મને માત્ર અત્યુત્તમ મિત્ર ગુમાવવાનું દુઃખ થતું હતું. ક્રિટો પણ રડવું રોકી શક્યો નહિ, પરંતુ મને ચૂપ રહેવાનું કહી તે પોતે ઉઠી ગયો. અપોલોદોરસ તો બધો વખત મોટેથી રડતો હતો, અને તેના રડવાથી અમે સર્વ જણ ગદ્‌ગદિત થયા. સૉક્રેટિસની આંખમાંથી આંસુનું એક ટિપું પણ પડયું નહીં. એટલુંજ નહીં, પણ તે અમારા સર્વ ઉપર ગુસ્સે થતો હતો. તેણે કહ્યું, "મારા મિત્રો! તમે આ શું માંડયું છે? તમે આટલા સમજુ અને મોટા માણસો હોઇ આ શું કરો છો? અરેરે! તમારૂં

ધૈર્ય ક્યાં ગયું ? સ્ત્રીઓ રડીને તોફાન કરે એટલા માટેજ મેં તેમને અહીંથી કાઢી મૂકીને ? અંતકાળે સર્વત્ર શાંતિ રાખવી અને પરમેશ્વરનું ચિન્તવન કરવું એવું હું આજ સુધી સાંભળતો આવ્યો છું માટે તમે અધિક શાન્તિ અને ધૈર્ય રાખો અને રડવું બંધ કરો ! ”

એ પ્રમાણે અમારી સાથે બોલતાં બોલતાં તેનું આમતેમ આંટા મારવાનું ચાલુજ હતું. જ્યારે નીશો ભરાવા જેવું તેને લાગવા માંડયું ત્યારે તુરંગના અધિકારીએ કહ્યા પ્રમાણે તે પથારી ઉપર ચતો સુતો. એટલામાં જેણે વિષનો પ્યાલો તેને આપ્યો હતો તે ઇસમ ત્યાં આવ્યો અને તેણે સૉક્રેટિસનું માથું અને પગ તપાસી જોઈ તેના પગ કચ-કચાવી આમળીને બાંધ્યા, અને આમળવાથી કાંઈ ઈજા થાય છે કે કેમ એમ પૂછ્યું. સૉક્રેટિસે “ નહિ ” એમ કહ્યા પછી તેણે સૉક્રે-ટિસના સાથળ કસીને બાંધ્યા અને પછી પેટ સુધી હાથ ફેરવીને સૉક્રેટિસનું શરીર ઠંડું પડયું છે એમ અમને કહ્યું. સૉક્રેટિસે પણ પોતાના શરીર ઉપર હાથ ફેરવ્યો અને કાળજામાં ટાઢનો પ્રવેશ થતાંજ પ્રાણોત્ક્રમણ થશે એમ અમને કહ્યું. કેડના ભાગ સુધી આખું શરીર નીચેથી ઠંડું પડયું હતું, પછી શરીર ઉપરનું ઓઢેલું કાઢી નાખીને સૉક્રેટિસ બોલ્યો, “ ક્રિતો, એસ્કયુલેપિયસ દેવને એક બળી આપવાની મેં બાધા રાખી હતી, તે તું ફેડજે, ભૂલીશ નહીં વારૂ ! ” એજ તેના છેવટના શબ્દ હતા. ક્રિટોએ “ ઠીક ” કહી ઉત્તર આપ્યો અને વળી કાંઈ કહેવાનું હોય તો પૂછ્યું. પરંતુ સૉક્રેટિસે ઉત્તર આપ્યો નહિ અને થોડા વખતમાંજ તેનો દેહાન્ત થયો. વિષ આપ-નારો માણસ પાસે ઉભોજ હતો. તેણે તેના શરીર ઉપરનાં કપડાં કાઢયાં. સૉક્રેટિસની આંખો હવે ખેંચાઈ ગઈ હતી, તે જોઈ ક્રિટો આગળ ગયો અને તેણે સૉક્રેટિસનું મોં અને આંખો બંધ કરી દીધાં.

એકિક્રેટિસ, એ પ્રમાણે એક મહાન્, જ્ઞાન અને શાણપણમાં પરિપૂર્ણ અને ઈમાની એવો આપણો મિત્ર આલોક છોડીને ગયો.

# નીતિતત્ત્વો.

## ઉપોદ્‌ઘાત.

### ધર્મનું મૂળ.

૧. મનુષ્ય અને બીજાં પ્રાણીઓ જે જે બાબતોમાં મળતાં આવે છે તે તે સઘળી બાબતો ઉપરાંત મનુષ્યને પરમદયાળુ પ્રભુએ તેનાં પોતાનાં તથા પારકાં કૃત્યો ઉપર વિચાર કરવાની અને તેમ કરીને કેટલાંકને સારાં તેમજ કેટલાંકને ખોટાં ઠરાવવાની માનસિક યોગ્યતા આપી છે. આ યોગ્યતાને '**વિવેકબુદ્ધિ**' એવું નામ આપવામાં આવ્યું છે. અને અમુક કૃત્યો આચરવા અથવા ન આચરવા સંબંધી વિચાર કરવાનો તે પાયો છે. જે જે કૃત્યો આ વિવેકબુદ્ધિ પસંદ કરે છે અને તે પ્રમાણે વર્તવાની ફરજ પાડે છે તેને તથા જે જે કૃત્યો તે નાપસંદ કરીને તેથી દૂર રહેવાનું મનુષ્યને સૂચવે છે તેને '**ધર્મ**' એવું નામ આપ્યું છે.

૨. પોતામાં અનુભવવાથી, પારકામાં ઓળખવાથી, કલ્પિત પાત્રોમાં આરોપણ કરવાથી, ઉપકારનો બદલો વાળવાની સાહજિક ઇચ્છાથી અને સત્ તથા અસત્ દર્શાવનાર પ્રત્યેક ભાષાના જુદા જુદા શબ્દોથી, સારાસાર પરીક્ષણની આ વિવેકબુદ્ધિનું અસ્તિત્વ મનુષ્યને સ્પષ્ટ જણાય છે.

૩. આ વિવેકબુદ્ધિમાં નિર્ણય અને મનોવિકાર બંનેનો સમાવેશ થાય છે.

૪. વિવેકબુદ્ધિથી નિર્ણય કરવાનું જે ધોરણ તે ઇશ્વરી નિયમ કહેવાય છે; અને પ્રત્યેક મનુષ્યના નિર્ણયોની શુદ્ધિ તથા સત્યતા, ઇશ્વરી નિયમના તેના જ્ઞાન ઉપર આધાર રાખે છે.

૫. ઇશ્વિરી નિયમને અથવા તેની ઇચ્છાને જે જે કૃત્યો અનુકૂળ હોય તે તે આચરવાને અને તેથી વિરૂદ્ધ હોય તે ન આચરવાને વિવેકબુદ્ધિ મનુષ્યને પ્રેરે છે.

૬. જ્યારે મનુષ્યનાં સ્વકૃત્યો નિર્ણય સારૂ આ વિવેકબુદ્ધિને સોંપાય છે અને તેથી વખાણ અથવા ધિક્કારના જે વિકાર મનમાં ઉદ્‌ભવે છે ત્યારે તે વિવેકબુદ્ધિને તેટલાજ કૃત્ય ખાતર સાધારણ રીતે **'અંતર્દીપ'** એવું જુદું નામ આપવામાં આવે છે.

૭. મનુષ્યના સઘળા ધર્મના ત્રણ મુખ્ય પરિચ્છેદ પાડી શકાય. પ્રથમ મનુષ્યના ઇશ્વિરપ્રત્યે ધર્મ, બીજો મનુષ્યના પોતાપ્રત્યે ધર્મ અને ત્રીજો મનુષ્યના જાતિબંધુપ્રત્યે ધર્મ.

## પ્રથમ પરિચ્છેદ.

### મનુષ્યના ઈશ્વિરપ્રત્યે ધર્મ.

૮. પરમેશ્વર અનાદિ, અનંત, ડહાપણનો ભંડાર, સર્વશક્તિમાન્, પરમ પવિત્ર, ન્યાયકારી, પરમકૃપાળ તથા સત્યસ્વરૂપ છે. તેનું ઓળખાણ તથા તે પોતાના ડહાપણથી અખિલ વિશ્વનો નિયંતા છે એ વાતનો સ્વીકાર એ મનુષ્યનો ઇશ્વિરપ્રત્યે પ્રથમ ધર્મ છે.

૯. એવા પ્રભુની શી ઇચ્છા છે તે નક્કી કરવાને તથા તે પછી તદનુસાર વર્તવાને પોતાથી બનતા સઘળા પ્રયત્ન કરવા એ મનુષ્યનો ઇશ્વિરપ્રત્યે બીજો ધર્મ છે.

૧૦. પરમેશ્વરની આજ્ઞાની વિરુદ્ધ વર્ત્તન કરવાથી તે ક્રોધ કરશે તે સંબંધી ભય ધરાવવો એ મનુષ્યનો ઇશ્વિરપ્રત્યે ત્રીજો ધર્મ છે.

૧૧. ઇશ્વિરનો આ ભય તેનાં ન્યાય તથા શક્તિના વિચાર ઉપર આધાર રાખે છે; તેનો ન્યાય એવો છે કે તે પાપીને અશુદ્ધ રાખે છે. અને તેની શક્તિ એટલી બધી છે કે તે તેમને ગમે તેવી ભારે શિક્ષા કરી શકે છે.

૧૨. ઈશ્વર સાથે પ્રેમ એ મનુષ્યનો તેના પ્રત્યે ચોથો ધર્મ છે.

૧૩. માણસે ઈશ્વર સાથે પ્રેમ બાંધવાનાં બે કારણો છે; એક તો તે પરમ દયાળ છે અને બીજું તે પોતાનાં સૃજેલાં બાળકોના ઉપર ઘણા ઘણા ઉપકાર કરે છે. ઐહિક અને આમુષ્મિક સઘળાં સુખનો દાતા તે જ છે.

૧૪. પ્રભુ સાથેનો આ પ્રેમ મનુષ્યના મનમાં તેને રાજી કરવાની ઇચ્છા ઉત્પન્ન કરે છે અને તેને ગમતાં કાર્ય કરવામાં અને તેને અણગમતાં કાર્યથી દૂર રહેવામાં આ ઇચ્છા પ્રત્યક્ષ થાય છે.

૧૫. પ્રભુની ઇચ્છા અને તેના ડહાપણને આધીન થવું એ મનુષ્યનો તેના પ્રત્યે પાંચમો ધર્મ છે.

૧૬. પ્રભુ જે કરવાને આજ્ઞા કરે છે તે પ્રમાણે વર્તવામાં તથા જે વિપત્તિઓ તે આપણા ઉપર નાખે તે ધૈર્યથી સહન કરવામાં ઈશ્વરની ઇચ્છાને આધીન થવાનો સમાવેશ થાય છે.

૧૭. ઈશ્વર સકળ જગતને સામાન્ય રીતે તથા આપણને પોતાને વિશેષ કરીને લાગુ પડે એવી રીતે ડહાપણથી સર્વ વસ્તુ યોજે છે, એવા સ્વીકારમાં તેના ડહાપણને આધીન થવાનો સમાવેશ થાય છે.

૧૮. ઈશ્વર આપણો ઉત્પન્ન કરનાર તથા નિયંતા છે અને તેથી તેને યોગ્ય લાગે તેવી આપણી સ્થિતિ કરવાની તેને સંપૂર્ણ સત્તા છે, તે પરમ દયાળુ હોઈને આપણું સર્વદા શુભ જ ઇચ્છે છે અને તે અપાર ડહાપણવાળો હોવાથી આપણા કલ્યાણના માર્ગ આપણા કરતાં વધારે સારી રીતે જાણે છે—આ બાબતો મનુષ્યે ઈશ્વરને આધીન રહેવાનાં કારણોમાંની કેટલીક છે.

૧૯. મનુષ્યે હૃદયમાં પ્રભુનું ધ્યાન ધરવું અને બહારનાં કૃત્યોમાં તેના પ્રત્યેની માનની લાગણી બને તેટલી દર્શાવવી તથા ખાસ કરીને જે કૃત્યોથી તેને અપમાન લાગે તેવાં કૃત્યોથી દૂર રહી તેના પ્રત્યે માન રાખવું એ તેનો ઈશ્વરપ્રત્યે છઠ્ઠો ધર્મ છે.

૨૦. પ્રભુને મનુષ્યથી નીચે પ્રમાણે અપમાન અપાય છેઃ—

अ. તેને ગાળ દેવાથી અથવા તેની નિંદા કરવાથી;

ब. જૂઠા સોગન ખાવાથી; ( જૂઠા સોગનના બે પ્રકાર છે. એક તો જૂઠી વાતને ટેકો આપવાને સોગન ખાવા અથવા કોઈ વાત આપણે કરવી જ ન હોય છતાં તે કરવાના સોગન ખાવા, અને બીજું જે વચનને સોગન લઈ દઢીભૂત કર્યું હોય તેના શબ્દોમાંથી સ્પષ્ટ અર્થ મૂકી દઈ બીજો અર્થ ખેંચી કાઢવો ) અને

क. સાધારણ વાતચિતમાં નકામા સોગન ખાવા, કેમકે તેમ કરવાથી ઇશ્વિર સંબંધી આપણો નીચો અભિપ્રાય જણાય છે.

૨૧. જૂઠા સોગન ખાવાથી ઇશ્વિરને ખચીત અપમાન પહોંચે છે, કેમકે આપણે તેના જૂઠા સોગન ખાઈને તેને આપણા જૂઠાનો ભાગીદાર કરીએ છીએ.

૨૨. સોગન ખાવા સંબંધીનો આ ધર્મ આપણને જે બાબતો સ્પષ્ટ શબ્દોમાં મૂકાયેલી ન હોય અને જે સંબંધી સમ ખાધાથી કોઈ પ્રસંગે અનિષ્ટ આચરણ કરવું પડે તેવી બાબતો સંબંધી સોગન લેવાથી દૂર રહેવાનું સૂચવે છે.

૨૩. ઇશ્વિરનાં વખાણ, પ્રાર્થના, પાપની કબૂલાત તથા તેની કૃપા સારૂ યાચના વડે તેની નિત્ય ઉપાસના કરવી એ મનુષ્યનો તેના પ્રત્યે સાતમો ધર્મ છે.

૨૪. સઘળાનો ઉપસંહાર ઇશ્વિરમાં દઢ શ્રદ્ધા, તેનો ભય, તેના પ્રત્યે પ્રેમ, શુદ્ધ અંતઃકરણથી તેની પૂજા, તેનો આભાર માનવો, તેનામાં આપણે સંપૂર્ણ ભરોસો રાખવો, તેની સહાયતા માગવી, તેના પવિત્ર નામને માન આપવું તથા આખા જીવન પર્યંત તેને સેવવો એ આપણા તેને પ્રત્યે મુખ્ય ધર્મ છે.



# દ્વિતીય પરિચ્છેદ.

## મનુષ્યના પોતાપ્રત્યે ધર્મ.

૨૫. મનુષ્યના પોતાપ્રત્યે ધર્મનાં બે પ્રકરણ પાડી શકાય. પહેલું આત્માના આવેશ અને વૃત્તિઓનું યોગ્ય નિયંત્રણ કરવું તે અને બીજું શરીરસંયુક્ત તૃષ્ણાઓની પૂર્તિમાં નિયમ રાખવો તે.

## પ્રકરણ ૧.

## આત્માના આવેશ અને વૃત્તિઓના યોગ્ય નિયંત્રણ કરવા સંબંધી.

૨૬. આત્માના આવેશ અને વૃત્તિઓના નિયંત્રણ માટે જોઇતા સદ્ગુણોમાં વિનયને પ્રથમ સ્થાન આપેલું છે.

૨૭. આપણા પોતાના વિષે આપણા મનમાં નમ્ર અભિપ્રાય રાખવો અને બીજા માણસો આપણા વિષે સાધારણ રીતે બોલે તેથી સંતોષ પામવો એને વિનય કહેવાય છે. પહેલો ગુણ અભિમાનથી વિરુદ્ધ છે અને બીજો મિથ્યાભિમાનથી વિરુદ્ધ છે.

૨૮. અભિમાન એકલું મનુષ્યને પાપી કરી શકે છે. વળી તે મૂર્ખાઇભરેલું અને ભયકર્તા છે. જે જે કાર્યમાં માણસ ફતેહ મેળવે તે પ્રભુની ઇચ્છા છતાં મનુષ્ય પોતાને માથે ખેંચી લે અને અભિમાની થાય તેટલે દરજ્જે તે મૂર્ખાઇભરેલું છે, અને પ્રભુનિયમથી વિમુખ થવામાં તે મુખ્ય સહાયક હોવાથી તે ભયકર્ત્તા છે.

૨૯. મિથ્યાભિમાન પણ અભિમાનની પેઠે મનુષ્યને પાપી કરી શકે છે. તે તમને નકામું દુઃખ ઉત્પન્ન કરે છે તેટલે અંશે મૂર્ખાઈ ભરેલું છે, અને જે કેટલાંક પાપોને દુનિયામાં સારાં કૃત્ય તરીકે ગણવામાં આવે છે તે કરવા તરફ મનુષ્યનું ધ્યાન તે ખેંચે છે તેટલે અંશે તે ભયકર્ત્તા છે.

૩૦. આત્માના આવેશ અને વૃત્તિઓના યોગ્ય નિયંત્રણ માટે ઉપયોગી બીજો સદ્ગુણ **નમ્રતા** છે.

૩૧. અધીરીઆપણું અને ક્રોધ એ બેનાં દુઃખદાયક પરિણામોના વિચારથી સ્પષ્ટ માલૂમ પડે છે કે ફક્ત નમ્ર માણસોને જ દુનિયામાં ખરૂં સુખ છે.

૩૨. આ જ વિષયને સારૂ અગત્યનો ત્રીજો સદ્ગુણ **વિચાર કરવાની ટેવ** છે. એનો અર્થ એ થાય છે કે કંઈ પણ કામ કરતાં પહેલાં તેની યોગ્યતાની પરીક્ષા કરવી તે અથવા કદી થઈ ગયું તો પછી ફરીથી તેવું ન થાય એ યાદ રાખવાની તથા પસ્તાવો કરવાની ટેવ હોવી તે.

૩૩. આ જ વિષયને સારૂ **સંતોષ** એ ચોથો અગત્યનો સદ્ગુણ છે.

૩૪. પરમેશ્વરે મૂકેલી સ્થિતિમાં સુખથી રહેવું તથા સત્તાલોભ, વસુલોભ અને ઈર્ષાથી દૂર રહેવું તેને સંતોષ કહેવાય છે.

૩૫. એ જ વિષયમાં અગત્યનો પાંચમો સદ્ગુણ **માનસિક શ્રમ** છે, અને તે માનસિક જાગૃતિ અને માનસિક ઉદ્યોગ એ બેનો બનેલો છે.

૩૬. માનસિક જાગૃતિથી આત્મા પાપમાં પડતો બચે છે અને માનસિક ઉદ્યોગથી આત્મા ઉન્નતિને માર્ગે પ્રવર્તે છે, અને તેથી પરોપકારનાં તથા અગત્યના કામ તરફ તેનું વલણ થાય છે.

## પ્રકરણ ૨.

## શરીર સંયુક્ત તૃષ્ણાઓની પૂર્તિમાં નિયમ રાખવા સંબંધી.

૩૭. આ વિષયને લાગુ પડતો પ્રથમ સદ્ગુણ **શુદ્ધતા** છે.

૩૮. વ્યભિચાર તથા સર્વ જાતની અપવિત્રતાથી દૂર રહેવામાં શુદ્ધતાનો સમાવેશ થાય છે. વળી, ખાસ શુદ્ધતા રાખવા માટે આંખ, જીભ અને કલ્પના એ સર્વે સંબંધી જાગૃત રહેવાની જરૂર છે.

૩૯. આ સદ્દગુણ મેળવવાને માટે વિકારોને પ્રારંભમાં જ દાબી નાખવા જોઈએ, કુસંગતિથી દૂર રહેવું જોઈએ અને કંઈ અગત્યના ધંધામાં શ્રમ લઈને મન ચોંટાડવું જોઈએ.

૪૦. આ વિષયનો ઉપયોગી બીજો સદ્દગુણ **નિયમિતતા** છે. ખાનમાં, પાનમાં, ઉંઘમાં તથા કપડાંમાં નિયમ રાખવો એ આના પેટા ભાગ છે.

૪૧. મનુષ્યે ખાવા સંબંધી કુટેવો પાડવી નહિ, પણ તબિયત અને તેના કલ્યાણ સારૂ ખાવામાં નિયમ રાખવો જોઈએ.

૪૨. તબિયતમાં બગાડ કરે માટે તથા મનને અસ્થિર કરે માટે મનુષ્યે પીવામાં પણ નિયમ રાખવો જોઈએ.

૪૩. શરીરને આરામ આપવાને માટે ઈશ્વરે ઉંઘ લેવાનું મનુષ્યને ફરમાવેલું છે. પણ તે કામ સરે તેટલી વાર જ ઉંઘ લેવી જોઈએ અને વધારે નહિ.

૪૪. મનુષ્યે જે જે ગમ્મતો યોગ્ય છે તેનો જ આશ્રય લેવો જોઈએ; અને તે પણ તન અને મન બન્નેને બીજાં અગત્યનાં કામ કરવાને તૈયાર કરવામાં મદદ કરે તેટલો જ.

૪૫. મનુષ્યે પોતાના ધંધાને શોભે તેવાં કપડાં પહેરવાં જોઈએ; અને ઘરેણાં તથા શોભીતાં લૂગડાંમાં નકામું ખર્ચ કરવું ન જોઈએ.

---

## તૃતીય પરિચ્છેદ.

## મનુષ્યના જાતિબંધુપ્રત્યે ધર્મ.

૪૬. મનુષ્યના જાતિબંધુ પ્રત્યેના ધર્મના બે મોટા વિભાગ પાડી શકાય; તે ન્યાયવૃત્તિ અને પરોપકાર.

### વિભાગ ૧.

### ન્યાયવૃત્તિ.

૪૭. ન્યાયવૃત્તિ એ શિરોનામ તળે આવતા ધર્મ બે પ્રકારના છે. પ્રથમ તો અન્યાયનિવૃત્તિ અને ન્યાયપ્રવૃત્તિ. પ્રથમ પ્રકાર પ્રમાણે

કોઈને નુકશાન અથવા કોઈનું ખોટું ન કરવું જોઈએ, અને બીજા પ્રકાર પ્રમાણે દરેકની તરફ સત્યાનુસાર વર્ત્તવું જોઈએ.

## પ્રકાર ૧–અન્યાયનિવૃત્તિ.

૪૮. આપણે હાથે થઈ શકે એવું કોઈપણ પ્રકારનું નુકસાન આપણે આપણા જાતિભાઈને ન કરવું એ આ અન્યાયનિવૃત્તિનું મુખ્ય કાર્ય છે. આપણે જાતિબંધુને ચાર રીતે નુકસાન કરી શકીએ. એક તો તેમના આત્માને નુકસાન; બીજું તેમના શરીરને નુકસાન; ત્રીજું તેમનાં માલમિલકતને નુકસાન; અને ચોથું તેમની કીર્ત્તિને નુકસાન.

## રીત ૧–આત્માને નુકસાન.

૪૯. પોતાની ઈર્ષ્યાથી પારકાને નિરર્થક દુઃખ અનુભવવું પડે તેવી રીતે તેની લાગણી દુઃખવી મનુષ્ય તેના આત્માને નુકસાન કરી શકે; અને કોઈ માણસ પરમેશ્વરથી બીતો રહી શુદ્ધ રસ્તે ચાલતો હોય તેને કંઈ ખોટું કામ કરવા સારૂ હુકમ કરવાથી, સમજાવવાથી, લલચાવવાથી અથવા સહાય કર્યાથી મનુષ્ય તેના આત્માને વળી નુકસાન કરી શકે. જે જે કાર્યને ન્યાયી પ્રભુ શિક્ષાપાત્ર ગણે તેવાં કાર્ય કરવાને ઉપરના કોઈપણ કારણથી જ્યારે કોઈ મનુષ્યને દોરવામાં આવે ત્યારે તેના આત્માને પરમ દુઃખ થાય છે.

૫૦. કેટલીક આડકતરી રીતે જેવી કે પોતે એક ખોટું કામ કરે અને તેથી બીજા તેવાં કામ કરવા તરફ વૃત્તિ કરે તેથી, અથવા પારકાનાં પાપી કૃત્ય વખાણવાથી અથવા તેને માટે ઠપકો ન આપવાથી અથવા બીજાં મનુષ્યો પોતાના ધર્મ બજાવતાં વિમુખ થાય એવી રીતે સદ્‌ગુણી મનુષ્યોની સખ્ત નિંદા કરવાથી પણ આ અન્યાયનિવૃત્તિની વિરુદ્ધ માણસ વર્ત્તન કરી શકે.

૫૧. જેઓએ પારકાને આવી રીતે નુકસાન કર્યાં હોય તેઓએ પોતે કરેલાં કુકૃત્યોની છાપ ધોવાઈ જાય એવાં સુકૃત્યો કરી તેનો બદલો આપવો ઉચિત છે.

## રીત ૨–શરીરને નુકસાન.

પર. અન્યાયનિવૃત્તિ. મનુષ્યથી પારકાંને થતાં જે શારીરિક નુકસાનોની મના કરે છે તેમાંનું પ્રથમ ખૂન છે; પછી તે હથિયાર વાપરીને કર્યું હોય અથવા કંઈ ખાવાનું કે પીવાનું ઝેર મેળવીને આપણે હાથે અથવા કોઈ બીજાને હાથે તેને આપી અપાવી તેથી તેના પ્રાણની હત્યા કરી હોય. ઉપરની જ રીતે થતાં નુકસાનોમાંનું બીજું ગેરવાજબી રીતે કોઈને મારવું, તેના શરીરને ખોડ આણવી અથવા ઘા કરવો તે છે. એ જ પ્રકારનું ત્રીજું નુકસાન એ મનુષ્યો વચ્ચે એવા કજીઆ કરાવવા કે જેથી પરિણામ ખૂન આવે તે, અથવા જેથી મનુષ્યોની જીંદગી ટુંકી થાય એવાં કામ કરવામાં તેમને ફસાવવા તે છે.

## રીત ૩–માલમિલકતને નુકસાન.

પ૩. મનુષ્ય પારકાને માલમિલકત સંબંધી જે નુકસાન કરી શકે તેમાંનું પ્રથમ વ્યભિચાર. તેની સ્ત્રીનાં તેના પ્રત્યેનાં પ્રેમ અને ભક્તિ ઝૂંટવી લેવાં તે છે. આ નુકસાનનો કોઈ પણ રીતે બદલો વાળી શકાતો નથી, એટલે આ મથાળા નીચે આવતાં સઘળાં નુકસાનોમાં એ મોટામાં મોટું છે.

પ૪. જેને ખરી રીતે માલમિલકત કહેવામાં આવે છે તે પોતાને ફાયદો થાય અથવા ન થાય તેના વિચાર વિના ઇર્ષ્યાથી અથવા તે પોતાને જ મળે એવા લોભથી પારકાનાં હોવા છતાં ગેરવાજબી રીતે ખુંચવી લેવાં તે આ મથાળા નીચે આવતુ બીજું નુકસાન છે.

પપ. લોભથી પારકાની મિલકત પડાવી લેવાના નીચે પ્રમાણે પ્રકાર છે.

૧. જુલમ–જ્યાં શક્તિવાન પુરૂષ નબળા પાતળાને નુકસાન કરે તે;—

૨. ચોરી–એના બે પ્રકાર છે. **अ.** પારકાને દેવું ન આપવું

અથવા કહેલી વસ્તુ ન આપી વચન ભંગ કરવું તે, અને ૨. પારકાની કોઈ પણ ચીજનું છુપી રીતે હરણ કરી લેવું, એટલે કે પ્રત્યેક ન્યાયી રાજ્યમાં ગુન્હા તરીકે ગણાએલી ચોરી કરવી તે; અને

૩. છેતરવું, પછી તે વિશ્વાસમાં અથવા વ્યવહારમાં.

૫૬. પારકાની મિલકત ઉપર ખોટો હક્ક ઉઠાવી, પછી લાંચથી અથવા જૂઠા પુરાવાથી પોતાના પક્ષનું હુકમનામું મેળવવું, અર્થાત્ કાયદાને જુલમનું હથિયાર બનાવવું—એ જુલમની ખરાબમાં ખરાબ રીત છે. આવી રીતે દરેક મનુષ્યના હક્કના રક્ષણ માટે ઘડાએલા કાયદાને, પારકાના નાશનું સાધન બનાવવું એ પરમ ગુન્હો છે, અને જે મનુષ્ય આવી રીતે મુખ્ય જુલમ કરનાર હોય છે તે એકલો જ નહિ પણ તેના બીજા બધા સહાયકો પણ પક્કા ચોર થાય છે. જ્યારે પારકાની મુશ્કેલીઓને તેમના પર જુલમ કરવાનું સાધન બનાવવામાં આવે છે ત્યારે તે પણ જુલમની એક બીજી ખરાબ રીત થાય છે. ઉધાર લેનારની મુશ્કેલીના વખતે જે કાંધીઆઓ ખોટાં ખાતાં પડાવી લે છે તેમનો તથા જે શ્રીમંત જાગીરદારો તથા વસુલાત ઉઘરાવનાર અમલદારો ગરીબ ખેડુતો પાસેથી લેવાય તેટલું લે છે તેમનો આ મથાળા નીચે સમાવેશ થાય છે. અને જેમના પર જુલમ થયો હોય તે જેમ વધારે ગરીબ તેમ તેમના ઉપર જુલમ કરનારનો ગુન્હો મોટો સમજવો. આથી જ વિધવા અને અનાથ બાળકોના ઉપર કરેલો જુલમ પરમેશ્વરની આંખમાં મોટામાં મોટું પાપ છે.

૫૭. જેમને ઉપરી અથવા શેઠની ભણીથી તેમને માટે આપ લે કરવાનો, તેમના માલ વેચવાનો અથવા કોઈ પણ રીતે તેમને ફાયદો થાય એવાં કાર્ય કરવાનો અધિકાર આપેલો હોય તેવા સરકારી અગર ખાનગી નોકરો પોતાને માટે કામ કરતાં જેવા પ્રામાણિકપણે વર્તે તેવી રીતે ન વર્તે, પોતાના તાબાનો માલ ખૂએ, બગાડે કે તે ઉપર દલાલી ખાય અથવા પોતાનો ધર્મ બજાવવામાં કસૂર કરે

તેઓ વિશ્વાસઘાતી બનીને આ મથાળા નીચે દર્શાવેલા છેતરવાના પાપમાં પડે છે.

૫૮. વ્યવહારની બાબતમાં ખોટી રીતે સમજાવીને નઠારાને સારૂં ગણાવવું, વા બહારથી ભપકો કરી અંદરથી નઠારો માલ વેચવો કે ખોટાં વજનથી વેપાર કરવો અથવા ખરીદનારના અજ્ઞાનનો લાભ લઈ માલની કિંમત ખૂબ પડાવવી એ રીતનું છેતરવું વેચનારને અણછાજતું છે, અને વેચનારની ભૂલ, અજ્ઞાન અથવા મુશ્કેલીનો લાભ લઈને છેતરવું તે ખરીદનારને અણઘટતું છે, તેથી અહિં તે સઘળાંની મના કરવામાં આવે છે.

૫૯. જેઓએ ઉપરની કોઈ પણ રીતે પારકાને નુકસાન કર્યું હોય તેમણે તેને બદલો આપીને જેમ ઇશ્વરપ્રત્યે વર્ત્તણુક રાખે એવી રીતે તેમની તરફ ભવિષ્યમાં વર્ત્તવું જોઈએ.

## શેત ૪–કીર્ત્તિને નુકસાન.

૬૦. મનુષ્યે પારકાની શુદ્ધ આબરૂની મશ્કરી કરીને, તેનો ધિક્કાર કરીને, કે તે વિરુદ્ધ ખોટા ગપાટા ચલાવીને તેની કીર્ત્તિને નુકસાન કરવાની અત્રે મના કરવામાં આવે છે.

૬૧. અન્યાયનિવૃત્તિથી ઉત્પન્ન થએલા સઘળા નિષેધો, કલ્પના, તૃષ્ણા તથા વર્તનને લાગુ પડે છે. આપણે ઉપર બતાવેલું કોઈ નુકસાન પારકાને કરવું નહિ તો નહિ, પણ મનમાં ઇચ્છવું પણ નહિ, અને કોઈને કદી નુકસાન થાય તો રાજી થવું નહિ.

## પ્રકાર ૨–ન્યાયપ્રવૃત્તિ.

૬૨. દરેક તરફ સત્યાનુસાર વર્ત્તવું એને ન્યાયપ્રવૃત્તિ કહેવામાં આવે છે.

૬૩. આના બે ભાગ છે. એક તો સમસ્ત મનુષ્યજાતિ પ્રત્યે ધર્મ અને બીજું સગાંસંબંધી પ્રત્યે ધર્મ.

૬૪. પ્રથમ ભાગના ધર્મમાં પ્રથમ મૂકવા લાયક **સત્ય** છે, કેમકે તે પ્રમાણે હમેશ વર્તવાની આપણી ફરજ છે.

૬૫. સત્યને પારકા પ્રત્યે ધર્મમાં મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે તેનું કારણ એ છે કે મનુષ્યને તેના જાતિબંધુ સાથે વ્યવહારને માટેજ પ્રભુએ તેને વાચા આપી છે અને તેથી જો તે વાચાનો છેતરવામાં ઉપયોગ કરે તો પ્રભુની એક ઉત્તમ બક્ષિસનો ગેરઉપયોગ કર્યાનું પાપ લાગે; વળી બીજું કારણ એ છે કે જૂઠ સમસ્ત જનમંડળના ટુકડે ટુકડા કરી નાંખે છે. જો મનુષ્ય પોતાના જાતિભાઈના વચન ઉપર કોઈપણ રીતનો ભરોસો રાખી ન શકે તો પછી જનસમાજના સઘળા કાયદા નિરર્થક છે અને જનસમાજ પણ પછી નાશ પામવાનું જ.

૬૬. સર્વ મનુષ્ય પ્રત્યેનો આ મથાળા નીચેનો બીજો ધર્મ **વિવેક** છે.

૬૭. આ મથાળા નીચેનો ત્રીજો ધર્મ સર્વની તરફ **નમ્રતા–ધીરજ અને માયાળુપણું**–છે; તેથી ગુસ્સો કાબુમાં રખાય છે અને તેનાં અનિષ્ટ પરિણામો દૂર કરી શકાય છે.

**સંબંધી પ્રત્યેના મનુષ્યના ધર્મ ત્રણ પ્રકારના છે.** એક તો જેઓ આપણાથી ઉચ્ચ સ્થિતિના હોય તેમના પ્રત્યે ધર્મ, જેવા કે તેમને માટે માન, ઈર્ષ્યા ન કરવી, નિંદા ન કરવી વગેરે; બીજું જેઓ આપણાથી ઉતરતી પંક્તિના છે તેમના પ્રત્યે ધર્મ. જેવા કે અભણને વિદ્યાદાન દેવું, દુઃખીને દિલાસો આપવો, નિરાપરાધીનું રક્ષણ કરવું, ગરીબને દુઃખથી મુક્ત કરવા વગેરે; અને ત્રીજું મનુષ્યના સાધારણ ધર્મ. તેના નીચે પ્રમાણે પેટા ભાગ પાડવામાં આવે છે. **अ** છોકરાંના માબાપપ્રત્યે અને માબાપના છોકરાંપ્રત્યે ધર્મ; **ब** શિષ્યના ગુરુપ્રત્યે અને ગુરુના શિષ્યપ્રત્યે ધર્મ; **क** પ્રજાના રાજાપ્રત્યે અને રાજાના પ્રજાપ્રત્યે ધર્મ; **ड** ચાકરના શેઠપ્રત્યે અને શેઠના ચાકર

પ્રત્યે ધર્મ; ક દંપતિના પરસ્પર ધર્મ; ફ મિત્રના પરસ્પર ધર્મ; અને ગ જેના ઉપર ઉપકાર થયો હોય તેના ઉપકારકર્ત્તા પ્રત્યે ધર્મ.

૬૯. **છોકરાંના માબાપપ્રત્યે ધર્મ નીચે પ્રમાણે છેઃ** ૧. નમ્ર અને માનયુક્ત વર્ત્તણૂક; ૨. તે રાજી થાય એવાં સઘળાં કામ સત્વર કરીને અને તે નારાજી થાય એવાં કૃત્યથી સંભાળથી દૂર રહીને બતાવેલો પ્રેમ; ૩. તેમની વાજબી આજ્ઞાઓને—પછી તે ગમે તેવી પરુષ અથવા નકામી લાગે તોપણ—આધીન થવું; અને ૪. મુશ્કેલીમાં સહાયતા કરવી અને ઘડપણમાં તેમની ચાકરી કરવી.

૭૦. **માબાપના છોકરાં પ્રત્યે ધર્મ** નીચે પ્રમાણે છે. ૧. બચપણમાં સંભાળ લેવી અને આશ્રય આપવો; ૨. તેમની સ્થિતિને યોગ્ય કેળવણી આપવી અને સદ્‌ગુણ તરફ તેમનું વલણ વાળવું; ૩. તેમનાં છોકરાંને તેમના ભરણપોષણને માટે ઉપયોગી રસ્તો શીખવવો; અને ૪. છોકરાંને પોતે સારી રીતે ચાલી સારો દાખલો આપવો.

૭૧. **શિષ્યના ગુરુપ્રત્યે ધર્મ** નીચે પ્રમાણે છે. ૧. સાલસપણું; ૨. અભ્યાસમાં શ્રમ લેવો તે; ૩. આજ્ઞાંકિતતા અને ગુરુનું માન રાખવું તે; અને ૪. જ્ઞાન તથા સદ્‌ગુણનાં ઉત્તમ તત્ત્વો શીખવ્યા બદલ તેમના ઉપકારી રહેવું તે.

૭૨. **ગુરુના શિષ્યપ્રત્યે ધર્મ** નીચે પ્રમાણે છે. ૧. શિક્ષણ આપવામાં શ્રમ અને ખંત લેવાં તે; ૨ કુકૃત્યથી દૂર રહેવું તે; અને ૩. શિષ્યોને સદ્‌ગુણ તરફ દોરવા તે.

૭૩. **પ્રજાના રાજાપ્રત્યે ધર્મ** નીચે પ્રમાણે છે. ૧ ઘટિત માન રાખવું તે; ૨. વાજબી કર ભરવા તે; અને ૩. તેમના વાજબી હુકમને અને દેશના કાયદાને આધીન થવું તે.

૭૪. **રાજાના પ્રજાપ્રત્યે ધર્મ** નીચે પ્રમાણે છે. ૧. તેમના જાનમાલ તથા હક્કનું રક્ષણ કરવું તે; ૨. કુકૃત્ય કરનારને સજા કરવી તે; અને ૩. સુકૃત્ય કરનારનો બચાવ કરવો તે.

૭૫. **ચાકરના શેઠપ્રત્યે ધર્મ** નીચે પ્રમાણે છે. ૧. આજ્ઞાંકિતતા; ૨. શેઠ જુએ અથવા ન જુએ તોપણુ પોતાને સોંપેલાં કામ ઝડપથી અને કાળજીથી બજાવવાં અને શેઠના માલનું રક્ષણ કરવું તે, અર્થાત્ નિમકહલાલપણું. ૩. શ્રમ લેવો તે; અને ૪. ઠપકા અને ગુન્હાના સુધારા બદલ કહેલાં વચન ધીરજથી ખમવાં તે.

૭૬. **શેઠના ચાકરપ્રત્યે ધર્મ** નીચે પ્રમાણે છે; ૧. મુકરર કરેલે વખતે અને વાજબી રીતે પગાર ચૂકવવો તે; અને ૨. માયાળુપણું, સારાં કામ કરવામાં ઉત્તેજન અને તેમને સારો દાખલો આપવો તે.

૭૭. **દંપતિના પરસ્પર ધર્મ** નીચે પ્રમાણે છે; ૧ પરસ્પર પ્રેમ; અને ૨. પરસ્પર ભક્તિ. વળી પુરુષનો ધર્મ તેની સ્ત્રીનું રક્ષણ કરવું તે છે અને સ્ત્રીનો ધર્મ તેની સહાયક થઈને રહેવું તે છે.

૭૮. **મિત્રોના પરસ્પર ધર્મ** નીચે પ્રમાણે છે. ૧ સઘળી છૂપી અને ભરોસાદાર વાતોમાં નિમકહલાલ રહેવું તે; અને ૨. મુશ્કેલીમાં સહાયતા કરવી, સંકટમાં સલાહ આપવી, દુઃખમાં ધીરજ આપવી, નઠારાં કૃત્ય સુધારવાને ઉપદેશ કરવો અને મિત્રતામાં દૃઢતા રાખવી તે.

૭૯. જેના ઉપર ઉપકાર થયો હોય તેણે તેના ઉપર ઉપકાર કરનારનો હમેશાં આભાર માનવો જોઈએ, એટલે કે તેની મમતા હમેશ સ્વીકારવી જોઈએ અને યથાશક્તિ તેનો બદલો વાળવો જોઈએ. વળી જેઓ ફક્ત સ્નેહની જ ખાતર આપણી ભૂલો સુધારવા ઉપદેશ આપે તેમનો પણ ઉપકાર માનવો જોઈએ.

---

## વિભાગ ૨.
## પરોપકાર.

૮૦. પરોપકાર એ વિષયમાં સમાતા ધર્મના નીચે પ્રમાણે ભાગ પાડવામાં આવે છે. પ્રથમ પરોપકારી વૃત્તિઓ અને બીજું પરોપકારી

કૃત્યો. પારકાના કલ્યાણની વૃદ્ધિ થાય એમ ઇચ્છવામાં પરોપકારી વૃત્તિઓનો અને તેની ખરેખર વૃદ્ધિ કરવામાં પરોપકારી કૃત્યોનો સમાવેશ થાય છે.

૮૧. પરોપકારી વૃત્તિ મનને શાંત અને વિનયી કરે છે, બીજાનાં દુઃખ જોઈને મનમાં દયાની લાગણી ઉત્પન્ન કરે છે, પારકાની ચઢતી જોઈ રાજી થવાની ટેવ પાડે છે; અને ઈર્ષ્યા, અભિમાન, નિંદા, જૂઠ, આપસ્વાર્થ, દ્વેષ, વેર, વગેરેથી મનનું રક્ષણ કરે છે.

૮૨. પરોપકારી કૃત્ય કરવાની પ્રથમ રીત એ છે કે પારકાના આત્મા ઉપર ઉપકાર કરવો. દુઃખીને ધીરજ આપવાથી, અજ્ઞાનને કેળવણી આપવાથી અને સારાં કૃત્યો ઉત્તેજવાથી, તે સિદ્ધ થઈ શકે છે.

૮૩. પારકાંના શરીર ઉપર ઉપકાર કરવો તે પરોપકારી કૃત્યની બીજી રીત છે. ભૂખ્યાને ખવડાવવાથી, નગ્નને વસ્ત્ર આપવાથી અને યથાશક્તિ પારકાંના દુઃખ છોડાવવાથી, તે સિદ્ધ કરી શકાય છે.

૮૪. પારકાના જીવનની સ્થિતિ સુધારવી એ પરોપકારી કૃત્યની ત્રીજી રીત છે. પારકાની મિલકત રક્ષવા અને સુધારવામાં મિત્રતુલ્ય સહાયતા આપવાથી અને ગરીબને દાન આપવાથી તે સાધિત થઈ શકે છે.

૮૫. પરમેશ્વરે આપણને સારી સ્થિતિમાં મૂક્યા તેના પ્રત્યુપકારની ખાતર અને આપણા જાતિબંધુની જરૂરીઆતો પૂરી પાડવાની ઇચ્છાથી ગરીબને દાન આપવું જોઈએ, પણ નહિ કે પારકાને મોંએ વખાણ પામી મિથ્યાભિમાની થવા.

૮૬. ગરીબને દાન ખુશીથી, કચવાતે મને નહિ, યોગ્ય અવસરે, જરૂર હોય ત્યારેજ, ડહાપણથી, લેનારને ઘણું જ ઉપયોગી થાય તેમ અને ઉદારતાથી, આપનારની શક્તિ પ્રમાણે અને લેનારની ગરજ પ્રમાણે, આપવું જોઈએ.

૮૭. પારકાનાં માનમર્તબો સાચવવાં એ પરોપકારી કૃત્યની ચોથી રીત છે.

૮૮. કોઇની શુદ્ધતાની આપણી ખાતરી હોય તેના ઉપર ખોટું તહોમત આવતાં તેમાંથી તેને બચાવવાનો બને તેટલો પ્રયત્ન કરવો અને પારકાંનાં છિદ્ર ઢાંકવા અથવા તે ન બને એમ હોય અથવા તેમ કરવું અયોગ્ય હોય તો માનુષ અસ્થિરતા ઉપર વિચાર કરી યોગ્ય ક્ષમા કરવી તે આ ધર્મનાં અંગ છે.

૮૯. લડતા લોકની વચ્ચે સલાહ કરાવી દેવાના દરેક પ્રસંગ પકડી લેવા, સલાહશાંતિ રહે તેને માટે પ્રયત્ન કરવા, અને કજીઆ કંકાસનાં ઉદ્‌ભવરૂપ સઘળાં કારણો દૂર કરાવવાં, એમાં પરોપકારી કૃત્યની આપણી લાગણી દર્શનીય કરવી જોઈએ.

૯૦. પરોપકારી વૃત્તિઓ અને પરોપકારી કૃત્યો અનુસાર વર્ત્તનારા બીજાં મનુષ્યો તરફ જ આપણે તેવી રીતે વર્ત્તવું, એટલું જ નહિ પણ સઘળાં મનુષ્યો—પછી તે આપણા દ્વેષી હોય તોપણ—તે તરફ આપણે તેવી રીતે વર્ત્તવું જોઈએ.

૯૧. વેર લેવું તે કોઈપણ રીતે વાજબી ગણાતું નથી. પોતાનો ધર્મ બજાવતાં દરેક માણસ કેટલી વખત ચૂક કરે છે તેનું તેણે સંપૂર્ણ ભાન હોવાથી તેણે કેટલી ક્ષમા યાચવી જોઈએ એ વાત યાદ લાવીને પારકાને ક્ષમા કરતાં શીખવું જોઈએ, અને અપકારનો બદલો અપકારથી કદાપિ વાળવો ન જોઈએ.

૯૨. પારકાને આપણે પોતાને ચહાઈએ તેમ ચહાવા, આપણે પ્રત્યુપકારમાં માગીએ તેવો તેમના ઉપર પ્રથમ ઉપકાર કરવો, માબાપને ચહાવાં, માન આપવું ને સહાયતા કરવી, રાજાને અને તેના અધિકારીઓને માન આપવું અને તેમની આજ્ઞા માનવી, ગુરુને આધીન રહેવું, આપણાથી ચઢતી પંક્તિના મનુષ્યો તરફ માનથી વર્ત્તવું, શબ્દ અથવા કર્મથી કોઈને નુકસાન ન કરવું, વ્યવહારમાં સીધું અને પ્રામાણિકપણે ચાલવું, કોઈને માટે દ્વેષ અથવા ધિક્કાર ધરાવવો નહિ, ચોરી કરવાથી હાથ દૂર રાખવા, અપશબ્દો બોલવાથી,

જૂઠું બોલવાથી અને નિંદા કરવાથી જીભને દૂર રાખવી, શરીરને નિયમિત, શાંત, અને શુદ્ધ રાખવું, પારકાના માલની બદદાનતથી ઇચ્છા કરવી નહિ પણ પ્રામાણિક ધંધો શીખવો અને પ્રભુએ નિર્મેલી સ્થિતિમાં સંતોષથી રહી સ્વધર્મ બજાવવા, એ સઘળો આ વિષયનો ઉપસંહાર છે.

## છેવટ.

૯૩. આ જગતમાં કોઈ પણ મનુષ્ય સઘળા ધર્મ બરાબર બજાવી શકતો નથી એટલે કોઈએ ફૂલાઈ જવું નહિ. નમ્રતા રાખવી એ સર્વને યોગ્ય છે અને જેટલા ધર્મ બજાવી ન શકાય તેને માટે ક્ષમા યાચનાની જરૂર છે.

૯૪. મનુષ્ય પોતાના સઘળા ધર્મ બજાવવા શક્તિમાન થાય તે સારૂ ઇશ્વરી મદદની ખાસ જરૂર છે અને તેથી તે સહાયતા દર-રોજ શુદ્ધ અંતઃકરણથી તેની પ્રાર્થના કરીને પ્રભુ પાસે માગવી જોઈએ.

૯૫. જો આપણે ઇશ્વરની પાસે શુદ્ધ અંતઃકરણથી માગીએ તો તે આપણા ધર્મ આપણને સ્પષ્ટ બતાવે છે અને તે પ્રમાણે ચાલ-વાની શક્તિ આપે છે. પરમ દયાળ પ્રભુ સર્વને તે શક્તિ આપો એ આ લખનારની તેની પાસે નમ્ર યાચના છે તે ફળીભૂત થાઓ. તથાસ્તુ.

———

